# નિવેદન.

લગભગ વીસ વર્ષ ઉપર “વાર્તાવારિધિ” ના ઉત્સાહી સંપાદક સ્વર્ગસ્થ ભાઈશ્રી ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટે મ્હારાં કાવ્યોનો સંગ્રહ પ્રકટ કરવાની સૂચના કરી હતી. અને જો કે “તરંગાવલી”ના આ પ્હેલા ભાગમાં લેવામાં આવેલાં કાવ્યોમાં તે સમયનાં થોડાં છે; છતાં ઘણાં વર્ષો પછી પણ એ ઇચ્છા હાલ સફળ કરી શકાય છે, એ પ્રભુકૃપાનુંજ પરિણામ છે.

શ્રી બન્ધુસમાજના પ્રત્યેક સભાસદ ઉપર એ સમાજનો મહાન્ ઉપકાર છે, એ સત્ય અમારામાં સર્વમાન્ય છે. નિર્દોષ આનન્દ, સાહિત્યવિહાર, ઉદાત્ત આશયો તથા સ્વતન્ત્ર ભાવનાઓના ઉચ્ચ પ્રદેશ તરફ અમારી જે ગતિ થઇ શકી છે, તે બહુધા અમારી સમાજના સંગતિસંસ્કારનું સુફળ છે; એ આભાર સાથે સ્વીકારતાં આનન્દ થાય છે.

“તરંગાવલી” નું વાચન “સુન્દરીસુબોધ” ના વાચકોને સરળ થાય તથા ત્હેનું નિરીક્ષણ કરવું ત્હેમને સુગમ પડે, તે માટે ત્હેમાં આવેલાં ઘણાં કાવ્યો વિશે સમજૂતીની જરૂર તો હતીજ; પરન્તુ શરીરની તથા મનની અસ્વસ્થ સ્થિતિને લીધે તેમ કરી શકવું મ્હને અશકય જણાયું હતું. આ કાર્ય સ્નેહથી–રસથી –ઉત્સાહથી ઉપાડી લઇ, ઘણો શ્રમ લઇને પૂર્ણ કરવાને માટે અમારી સમાજના એક વિદ્વાન્ બન્ધુ, ભાઇશ્રી શંકરરાય આ [illegible] શિક્ષિત સન્નારા ) “ગીતમાળા” નું સુન્દર વિવેચન રચેલું મતને સ્થાને [illegible] મ્હોટો ઉપકાર પ્રદર્શિત કરવાની હું રજા લઉં છું.

રામમોહનરાય જસવંતરાય.

સુન્દરી સુબોધ મન્દિરઃ
અમદાવાદ, તા. ૧૮–૫–૧૬.

# અનુક્રમ.

# નિરીક્ષણ.

સુન્દરીસુબોધના ગ્રાહકોને આ તરંગાવલી-કેટલાંક કાવ્યોના સંગ્રહ-ની ભેટ! એક તરફથી સુન્દરીસુબોધનાં ગ્રાહકો એટલે વિશેષે કરીને સ્ત્રીજનો,-સહજ ગળે ઉતરી પચાવી શકાય એવા "હલકા" વાચન-ભોજનનાં અભિલાષી જનો! અને બીજી તરફથી પત્રની 'ભેટ'-એટલે તો સદા સર્વથા ઘડીભરની ગમ્મતનો હેતુ સારે એવી કોઇ રસિક રળીયામણી વાર્તા! આમ બહુમાન્ય વસ્તુસ્થિતિ હોવા છતાં સુન્દરી-સુબોધના ગ્રાહકો, અને વળી તેમને કાવ્યોની ભેટ-એ બેનો સમન્વય શી રીતે થઇ શકશે? આ પ્રશ્નનું નિરાકરણ મુસ્કેલ નથી. પ્રથમ તો, એ પત્રનાં સ્ત્રી-વાચકો તેમજ સામાન્ય રીતે ગુજરાતનો શિક્ષિત સ્ત્રીવર્ગ, હવે સદ્ભાગ્યે વાચનના શોખની, જ્ઞાનની ઇચ્છાની, રસિકતાના આસ્વાદની એટલી કોટીએ પ્હોંચતાં જાય છે કે કાવ્યવિષયની ગહનતા પણ તેમને અગમ્ય અરૂચિકર લાગતી બંધ થઇ છે, બલ્કે તેઓ તેથી સારી રીતે પરિચિત થતાં જાય છે. જ્યારે સુન્દરીસુબોધના આખા અંકોના અંકો સ્ત્રીલેખકોની સુન્દર કલમે અંકાએલા કેટલાએ ગહન અને વિચારશીલ વિષયોથી ભરપૂર દૃષ્ટિએ પડે, જ્યારે એ અને એવાં અન્ય પત્રોમાં ઘણી ઉચ્ચ પ્રકારની કવિતાઓનાં રચનાર તરીકે લેખક-ભગિનીઓનાં નામો ઝળકી રહે, ત્યારે ગુજરાતની સુ-શિક્ષિત સન્નારીઓની શક્તિ અને અભિરૂચિ માટેના પુરૂષવર્ગના પુરાણા મતને સ્થાનજ રહે નહીં, રહેવું જોઇતુંજ નથી. વળી બીજી તરફ ગ્રાહક મ્હેરબાનો તરફની પત્રની એક આખા વર્ષ માટેની કદરદાનીના બદલામાં તંત્રી તરફથી અપાતી બક્ષીસ રૂપે,-પરંતુ વધારે વાસ્તવિક રીતે કહીએ તો તેમની કદરદાની કબૂલ કરાવવાના એક વ્યાવહારિક સાધન રૂપે,-અર્પણ કરવામાં આવતું પુસ્તક વિશેષે કરીને નવલકથા વાર્તા કે કહાણીના આકારમાં હોય છે એ ખરૂં છે, અને તે કાંઇક ઇષ્ટ પણ છે. પરંતુ તેમાં

પણ કુટુમ્બ, સંસાર, દેશ, જગત્ ઇત્યાદિ સાથે સંબંધ ધરાવતા મનુષ્ય-જીવનના ન્હાના મ્હોટા અનેક પ્રશ્નોમાંના કોઇકના પણ ઉકેલનું તત્ત્વ અંતર્ગત ન રહેલું હોય, તો માત્ર રમુજી વર્ણનનું સ્થૂલ દેહ ધારણ કરતી એ વાર્તા નિરર્થકજ રહેવાની. તે આવશ્યક તત્વવાળી અને ઉચ્ચ પ્રકારના રસાનન્દથી સચેતન બનેલી અન્ય કોઇ રચના કોઇ બીજા સ્વરૂપે હોય તો તે પણ તેટલીજ સત્કારપાત્ર ગણી શકાય. કાવ્યરચના સવિશેષે કરીને આવા ઇષ્ટ મનોહર સ્વરૂપવાળી ઘણા પ્રાચીન કાળથી મનાતી આવી છે. તેમાં પણ મધુર મનોરંજક સંગીતમય કવિતા તો સ્ત્રીઓની રૂચિ અને રસવૃત્તિને અધિક પોષક અને પ્રિયકર છે. આવા કાવ્યસંગીતરસપોષક હેતુથીજ **સુન્દરીસુબોધ**નાં પાછલાં વર્ષોની ભેટોમાં વાર્તાઓની વચ્ચે વચ્ચે **ગીતમાળા** ભાગ ૧ લા તથા ૨ જા નો સમાવેશ કરવામાં આવ્યો હતો. તેજ હેતુપુરઃસર આ વખતે **સુન્દરીસુબોધ**ના ગ્રાહકોના કંઠે આ કાવ્યતરંગોનો એકાવલી હાર પહેરાવવાની યોજના યોગ્ય ધારી છે.

## કાવ્યોની કૃતિનો કાળ.

આ સંગ્રહમાંનાં રા. **રામમોહનરાય**નાં કાવ્યોની રચના જુદે જુદે કાળે અને પ્રસંગે થયેલી છે. એમાંનાં થોડાંક કાવ્ય સને ૧૮૯૪–૯૫ જેટલાં વ્હેલાં રચાયલાં હતાં. ખરૂં જોતાં કવિતાના વાચન તેમજ લેખનમાં રા. **રામમોહનરાય**ને અને **બન્ધુસમાજ**ના અન્ય સભાસદોને પ્રથમથીજ, ઘણી ન્હાની વયથી, રસ અને શોખ હતા. કવિતાવિનોદના રસ તથા વૃત્તિને સતત જાગ્રત રાખી ખીલવતા રહેવાના ઉદ્દેશથી **બન્ધુસમાજ**ના લગભગ આરંભકાળથી ઘણાં વર્ષો સુધી તેના દર અઠવાડીએ મળતા સ્નેહસંમેલનમાં અન્ય કાર્યોની સાથે પોતપોતાની નવી રચેલી એક ન્હાની પણ કવિતાનું વાચન આવશ્યક રાખવામાં આવ્યું હતું, અને તેમાંની ઘણાક બન્ધુઓની, ફરજીઆત સ્વરૂપને લીધે બધી તો નહીં છતાં કેટલીએક, કવિતા સારી અને પ્રસિદ્ધિ પામ્યા પછી પ્રશંસાપાત્ર નીવડેલી છે. રા. **રામમોહનરાય**ની તેમાંની કવિતાઓને જોકે આ સંગ્રહમાં સ્થાન આપવામાં આવ્યું નથી, છતાં આમાંની કેટલીક તેની સમકાલીન તો છેજ. સને ૧૯૦૬ માં પ્રકટ થયેલા **કાવ્યમાધુર્ય**ની બીજી આવૃત્તિના સુપ્રસિદ્ધ સંગ્રહ માટે આ **તરંગાવલી**માંનાં "એક ચિત્ર", "ગોપીકા", "એક મહાત્માનું સ્મરણ", તથા "કવિવરો-ગાયકગણો", એ ચાર કાવ્યો વીણવામાં આવ્યાં હતાં.

## વિષયદર્શન.

આ સંગ્રહમાંનાં રા. રામમોહનરાયનાં કાવ્યોના વિષયો અનેકવિધ છે. તે સર્વનું સમગ્રદર્શન કરતાં જણાય છે કે તે વિષયો તેમજ તેમની દિશા ઉચ્ચગામી છે, અને વાચકહૃદયોને પૃથ્વીની ખીણોની સપાટી ઉપરથી પર્વતપ્રદેશ તરફ ઉપાડી તે પ્રદેશોની હલકી સ્વચ્છ હવાનો તેમજ ત્યાંથી થતા વિશાલ દર્શનનો અનુભવ કરાવે છે.

તેમનાં કાવ્યોમાંના "**સ્વધર્મ**" અને '**પ્રભુસ્તવન**' એ બે અનુવાદો બાદ કરતાં બીજાં બધાં સ્વતઃકલ્પિત છે. જોકે તેમના આ અનુવાદોમાં સ્વરચિત કાવ્યોના જેવી કલાવિધાનની ખીલાવટ દષ્ટિએ પડતી નથી, છતાં—

" ઉચ્ચ પવિત્ર ગિરીશ્વરરક્ષિત ભૂમિ અજય્યશું શ્રદ્ધા છે,
સાગરનો ઉછરંગ સુહાવન જનનિખળમાં શ્રદ્ધા છે;
સૃષ્ટિની સૌન્દર્યવાડી–ફુલઝરણમયીમાં શ્રદ્ધા છે,
માતૃભૂમિ પ્રત્યેક કણે પાવનકારી દૃઢ શ્રદ્ધા છે. "

એ રચનામાં મધુરતા સાથે મનોહરતા પણ ભળી છે.

'**એક મહાત્માનું સ્મરણ**', '**વૈ. સૌ. કપીલબ્હેનને સમર્પણ**,' '**વૈ. સૌ. મ્હોટીબાને સમર્પણ**,' '**વૈ. ગં. મહાલક્ષ્મીને સમર્પણ**' અને '**સ્મરણ**' એ પાંચ કાવ્યો જુદે જુદે પ્રસંગે એકેક વ્યક્તિને ઉદ્દેશીને લખવામાં આવ્યાં છે. તે સર્વેમાં તે તે વ્યક્તિઓમાં રહેલાં ઉચ્ચ તત્ત્વો તથા અન્ય જનો પ્રત્યે પડતા તેમના પ્રભાવશાલી સંસ્કારોના ગુણાનુવાદનાં દર્શન ઘણાં વાસ્તવિક અને રમણીય છે.

" પ્હેર્યાં પ્રેમે રજનીવસનો અન્યનાં પાપલીનાં,
ને સૌજન્યે ન્હવાડ્યાં મનુજ દુઃખદગ્ધાં, પ્રીતિકુંડે હૃદેના. "

... ... ... ... ...

" ભગિની ઓ ! પરલોકનિવાસિની ! જનનિ–અંતરના અભિલાષની
ખીલવી ત્હેં સુરવાડી, સુકાઇ તે બની અચેતન, ત્હોય સુગન્ધી છે."

... ... ... ... ...

" પૂજાન્તાં દેવી તમ પગલાં પ્રેમથી,
ઉજળાં તેમ ઉરઝરણતટે તરીએ અમે;
બાલુડાં અમ આત્મકુસુમ વીણી, ગુંથી,
પરમપદે સુહવ્યાં, તે પથ સરવું ગમે. "

... ... ... ...

" અમોલી ગુંથાઇ નવલી ઉરવલ્લી અમ ત્યહાં,
સર્યાં સાથે રંગો અમિકિરણમાં ઇન્દ્રધનુના;
પ્રભાભીનાં ખીલ્યાં, જીવન મધુરાં, કોમલ, અને
વધાવ્યા પુષ્પન્તા ઉદય-જય ઉર્મિ કંઇ અમે."

પરંતુ તેમાંનું છેલ્લું '**સ્મરણ**' તો સહૃદય વાચકના હૃદયતલને સચોટ સ્પર્શ કરે છેઃ

"પ્રિય ! જન્મ કંઇકનું સંચિત તે
ફળી, આપણ જીવિત એક થયાં;
ગુંથ્યું અંતરનું રૂડું ઐક્ય અને-"

... ... ... ...

"વધ્યું નન્દન જીવનવ્હેણ, ઉષા
રસયૌવનની ખીલી રંગભરી;"

... ... ... ...

"પ્રિય ! શું સ્મરૂં, શું વિસરૂં !-તમ જીવન
કેરી પરિમલ વ્યાપી ઉરે;"

... ... ... ...

"પ્રિય સંગતિની રહી આત્મતૃષા !
પ્રીતિગ્રન્થિ શું કાળ શિથિલ કરે ?
પરમાત્મ સુહાવતી પ્રેમપ્રભા,
અમરાવતીમાં થતી અસ્ત, ખરે ?
તુટયું બન્ધન, ત્હોય ખસી ન શકું,
લીધી પાંખ ન ત્હોય ઉડાય, પ્રિયે !
બન્યું સેતુ દ્વિલોકનું મૃત્યુ દીઠું,
પણ કર્મની આડી દિવાલ નરે ! "

'એક ચિત્ર', 'મેઘનાદ' અને 'ગોકુલલીલા' એ રસમય રમણીય ચિત્રદર્શન છે, અને દર્શાવાયેલી મૂર્તિ તથા તેના અન્તર્ગત ભાવો વાચકને તાદૃશ્ય કરે છે.

"વીણાઉર અંગુલિ નાચતી જાય,
રમણી રસપૂર્ણ સુકોમલ ગાય;

... ... ... ...
હૃદયમાં પ્રણયરવો રેલાય,
મિઠલડાં સ્મરણઝરણશું ન્હાય;"

... ... ... ...

"સુતી સૂના સદનપથમાં સુન્દરી દૈન્યમૂર્તિ,
લૂછે છૂટી અલકની લટો નેન આંસુ ઝીલન્તી;
કલાન્તિસૂકું તન મલિન, ના કૈં અલંકાર અંગે,
નિદ્રાઆશાવિહોણી, અપૂજ જીવનના જીર્ણ છે સૌ તરંગે."

... ... ... ... ...

"ને જાગી ત્રાસઘેલી, નવીનબળભીની યૌવના, મેઘ ગર્જ્યા."

... ... ... ... ...

"મૈયા! મીઠાં ત્હમારાં વદન સ્મિતભર્યાં મેઘનાદોશું જોયાં!"

... ... ... ...

"મુખે હાસ્ય મીઠું ને રમે આંખ અવનવાં તાન,
મુરલી અધર લગાવીને બાલ લવે પ્રિયગાન.

... ... ... ...

વહી આ માધુરી, હૃદયરવની દિવ્ય નદી જ્યાં,
ડુબ્યાં સૌયે ચિત્તો, રસબસ થઇ સૃષ્ટિ પળમાં;
ઉંડો, ધીરો, મિઠ્ઠો, લલિત મૃદુ ટૌકાર સુણતાં,
સર્યાં સૌનાં ચિત્તો, વિવશ થયલાં બાલપદમાં.

... ... ... ...

અભિનવ પાંદડીમાં ખીલે, પ્રતિપળ ઉર–અરવિન્દ;
બંસરી કંઠસુધા ઝરે જ્યહાં બાલ ગોવિન્દ."

ઇશ્વરને હૃદય સમીપ લાવનારાં '**પ્રભુસ્તવન**' અને '**પ્રકાશ માટે પ્રાર્થના**' એ બે કાવ્યોમાંનું બીજું ઘણું રમ્ય, મધુર અને ભાવપૂર્ણ હોવા સાથે પ્રભુપ્રાર્થનાના વાસ્તવ વિષયોનું—

"ઉંડી મનગુહા મલિન, તમઘટા વિદારો;
પુણ્ય સુધાઝરણ ! દીન અન્તરે પધારો.

... ... ...

તપ્ત, શુષ્ક જિવિત માંહ્ય અમર મેઘ! આવો,
પાવન કરી હૃદયરાજ ! આત્મફુલ ફુલાવો.

... ... ...

દેખું ના, વસો સમીપ,—ભ્રાન્તિ વિષમ કાપો;
ઝાંખી કરૂં પ્રણયદીપ ! દિવ્ય નયન આપો."

એ **અભિલાષાઓથી ઘણું ઉચ્ચગામી સૂચન કરે છે.**

'**કવિવરો-ગાયકગણો**' એ કાવ્યમાં કુદરતની અનેકવિધ લીલાના મનોરંજક ગાનનું શ્રવણ થાય છે. કોઇક સમયે પ્રકૃતિના વિશ્વમંડળમાં

"સજી રંગબેરંગી વસન આહ્લાદ-મદભર માનિની,
આલાપ અદ્‌ભુત ઝમતી સુખકર **વાદળી** ગજગામિની;"

અને

"ક્ષણ તિમિરપટ **નભઇન્દિરા** સંકેલી સ્મિતમય સુન્દરા;"

અન્ય પ્રસંગે

"**ગ્રહતારલા** કંઇ ગીત મીઠલડાં સુરસ મ્હસ રેલતા;"

તથા

"સૌરભવિલીન **અનિલ** નીલ સમુદ્રઉર્મિ સ્ફુરાવતા;"

વળી

"નાચન્તી **પૃથ્વી**નાયિકા, રજની પુરન્તી તાલ ને
**સંધ્યા ઉષા** મળી વિશ્વમંડળ વાદ્યરવ રેલી રહે;"

ત્યાં કવિવરોની "ઉર વાંસળીના સુર" કુદરતની "કુંજકુંજે કૂજતા" રહી, "અવકાશ-અવનિ અમલ મંજુલતાભર્યાં કરી મ્હાલતા" ફરે છે. વળી, કવિવરોની કર્તવ્યમફળતા "દવી દિવ્ય કૂજન અમિરસે અમ અન્તરો અજ-

વાળવા " માં તો રહેલી છેજ, પરંતુ તે ઉપરાંત આ મર્ત્યભૂમિના ફિરસ્તાઓ પાસે-

" પ્રકટો હૃદયરશ્મિ ત્હમે, વિકસો વિમલ ઉદ્દ્યોત ત્યાં;
હણી બેડી બન્ધનતણી જીવન વિલસાવજો આનન્દમાં. "

" ઉદ્ધરો

. . . . ....... . .

" અમ જિવિત, વાંસલડી વિરલ તમ વાઇ વિશ્વ સુધા ભરો. "

... ... ... ... ...

" પળવાર તમ સ્વર લીન, હૃદતલ્લીન, તમમય થઇ અમે;
આશાનિરાશા, દુઃખસુખ, વિજયપરાજય ભૂલીએ. "

અને

" રસબસ થયેલી સુરવ-હેલીમાં જગત તરતું રહે,
લીલી જીવનવેલી, જગપિતાતરૂને વીંટેલી, ઉંચે ચ્હડે. "

એવી એવી લોકકલ્યાણની ઉચ્ચ અભિલાષાઓની તૃપ્તિની પણ લેખક આશા રાખે છે.

'**ગોપિકા**' અને '**મીઠીમોરલી**' એ બે ભાવોર્મિથી ભરેલાં મધુરાં કાવ્યો સ્નેહી હૃદયના સ્નેહાકર્ષણનો અને તેને પરિણામે થતા જીગરના અભેદનો, તાદાત્મ્યનો મનોહર ઉભરો રેલાવે છે. પોતાના પ્રિયજન ગોપાલબાલની " અમી રેલતી વાંસળી " ના, " સ્થૂળચેતનને નન્દિની પ્રિય બંસરી "ના " દૂર દૂર અમીરમ્ય સૂર " સાંભળી " પ્રીતમ રેલી માધુરીમાં " ન્હાતી કોઇ ગોપિકાના " અંતરે કંઇ કંઇ કૈં થાય છે, " " પીતાં વેણ વ્હીલો જીવ ઉડી જાય છે, " તથા " ગમતું-ગમતું કાંઇએ નથી, " અને અંતે સખીને પોતાનું સ્નેહવિહ્વલ હૃદય ખુલ્લું કરી બતાવતાં તેનાથી કહેવાઇ જવાય છે કે

" થઇ બ્હેની ત્હારી આજ ઘેલી-ઘેલી છે જો. "

... ... ... ...

" સજની ! એકરૂપ-એકઆત્મ બની રહું જો. "

... ... ... ...

" સખી ! વારી વારી તન-મન-ધન જાઉં છું જો. "

સ્વાભાવિક રીતેજ સુન્દરીસુબોધનાં વાચકો માટે સ્ત્રીજીવનધર્મનાં વિધવિધ સૂચનો કરનારાં કાવ્યોની વિશેષ સંખ્યાને આ સંગ્રહમાં પ્રવેશ મળ્યો છે. આપણો શિક્ષિત તેમજ અશિક્ષિત સ્ત્રીવર્ગ આસપાસની સંકુચિત મર્યાદામાંજ પોતાના જીવનનો, જીવનની ફરજોનો, ખ્યાલ સમાપ્ત થતો ન માની લઇ વિશેષ વિશાળ વિચાર અને કર્તવ્યબુદ્ધિની નજરે સંસારને નીહાળતો થાય એ દેશોદયની સફળતા માટે ઘણુંજ જરૂરનું છે. આ સિદ્ધાન્તનું મહત્વ સમજી તે વિષયનાં ઉપદેશાત્મક રસિક કાવ્યો લખવાનું કાર્ય રા. રામમોહનરાયે ઘણા લાંબા સમયપૂર્વે, સને ૧૮૯૪-૯૫ માંથીજ આરંભ્યું હતું, અને આત્મસુવાસ બહલાવતાં, આનન્દરસ ઝીલાવતાં અને દેશપ્રેમની ભાવનાઓનું ઐકયતાન વાતાં મીઠલડાં સ્ત્રી-ગીતોની આપણા ગુર્જર સાહિત્યમાંની ન્યૂનતા ઘણે સારે અંશે તેમના તરફથી પૂરવામાં આવતી આપણે જોઇએ છીએ.

સંસારનાં દુઃખ, નિરાશા, વિષાદ ઇત્યાદિથી સંતપ્ત થતી પોતાની પ્રિય બ્હેનોને "દોહ્યલાં જગત ઝેરનો," સંસારની કરૂણતાભરી બાજુનો, દુઃખવાદ ઘડીભર ભૂલાવી જીવનની "લલિત મઝાનો" પણ આસ્વાદ યાદ આપતાં **'વ્હાલી બ્હેની'** અને **'આમંત્રણ'** એ બે કાવ્યો ખરેખર આનન્દન છે.

"પ્રીતિકિરણ અમોલે રમતાં આજ, ઉર-અંધારાં દૂર કરીએ;
સજી પુણ્યપનોતા સુખના સાજ સુમન મીઠલડાં સંચરીએ."

... ... ...

"પ્રેમઝરણ જીવનવનમાં મ્હસ મ્હાલતું,
મનુપંખી રંગીલું અમૃત ત્યાં પીતું;
તેજ તણી હેલીમાં રસભર રાચતું,
સુખવાડી તુજ કાજે બ્હેની ! એ ન શું ?"

... ... ...

"સુરજીવનલહરી વ્હેતી જ્યાંય, પ્રિય પતિ સહ પાવન થઇએ;
પ્રભુપદ ધરી 'સંગીતમાળ' સદાય, પતિપ્રભુકંઠે પ્હેરવીએ."

**"રમવાને આમન્ત્રણ"** એ કાવ્ય પતિપત્નીના સ્નેહભીના કલ્લોલ કરતા રસિક જીવનની આનન્દરમત માટેનું ઘણું આકર્ષક આમન્ત્રણ છે. લગ્નને સંસારબન્ધન તથા જગતજંજાળ તરીકે અનુભવનારાં સ્ત્રીપુરૂષોને ઘડીભર પોતાના અનુભવ ભુલાવે એવા, ઉછરંગે રમવા માટેના, આવા

આમન્ત્રણની ઘણીજ જરૂર છે, અને 'પ્રીતિસુખસાજ' સજી હૃદયયુગલની એકતા ગુંથતા આનન્દખેલની ભાવના સ્નેહજીવનમાં દિવ્યતા રેલાવે છે. "પ્રીતિનીતિનાં ગૃહકુંજોમાં" એક તરફથી "પ્રિય પતિના પ્રીતિભર સ્વર જ્યાં જીવન કરે રસલોલ" અને તેવીજ રીતે બીજી તરફથી "પતિવ્રત વેણુના" "લલકારની લલનાહૃદયે પ્રણયશી મૂર્તિ સુહાય", અને તેને પરિણામે પતિપત્નીનાં માત્ર વ્યાવહારિક શરીરસંબંધના–એકત્ર સહવાસના,–બન્ધનની નહિ, પણ "આત્મયુગલની"–આત્માઓનાં સંધાનની–"રૂડી ફૂલમાળ ગુંથી" હોય, એ ગૃહસંસારનું, દંપતીજીવનનું, કેવું સૌભાગ્યમય આદર્શ છે!

તેમ છતાં ધર્મ, સદ્વર્તન, સ્નેહ ઇત્યાદીથી પોતાના તથા કુટુમ્બના જીવનને ઉચ્ચગામી બનાવવામાંજ સ્ત્રીજનોનો કર્તવ્યપ્રદેશ પર્યાપ્ત ન થતાં પોતાનામાં રહેલી સ્નેહની, દયાર્દ્રતાની, સહાયની, વૃત્તિશક્તિને દેશનાં અન્ય સંતાપપીડિત જનોના કલ્યાણ તરફ પણ વિસ્તારતાં રહેવું એ પણ સુન્દરીઓની સુન્દરતાજ છે, અને એવા જીવનમાર્ગમાં ઉત્તેજન અને ઉત્સાહ પૂરનારાં "**બ્હેની મ્હારી,**" "**સતીસુન્દરી બ્હેનો,**" અને "**જળ ભરવાને ચાલો રે**" એ ત્રણ કાવ્યો ઘણાં ઉચ્ચગ્રાહી આહ્લાદક અને ભાવપૂર્ણ છે.

> "પાપે ભર્યાં જિવિત કજ્જલભાર વ્હે જે,
> આશાહીણાં મનુ, ન ભૂત–ભવિષ્ય જેને;
> અન્ધારપિંજર પુર્યાં, જડચેતનો તે,
> ત્હેવાંય ચિત્ત તુજ વાણીસુગન્ધ ભેદે."

એમ સંસારના સર્વ તાપાગ્નિઓ એક સ્ત્રી, ધારે તો, મન ઉપર લે તો, ઘણાજ અલ્પકાળમાં ઘણીજ સહેલાઇ અને સરળતાથી શમાવી શકે, ઠંડાં પાડી શકે, અને તેને સ્થાને શીતળતા, શાન્તિ, આનન્દ, ઉત્સાહ, પ્રફુલ્લતા વર્ષાવી–શકે એવી તેનામાં કાંઇક દિવ્ય અલૌકિક ગૂઢ શક્તિ, ગુપ્ત પ્રભાવ, રહેલાં છે–એ ભાવનાનું નિરૂપણ "બ્હેની મ્હારી" એ રસિક કાવ્યનો આશય છે. પોતાની આસપાસ દૃષ્ટિએ પડતાં અનેક ભૂખ્યાં, તરસ્યાં, નિરાશ અને નીરસ બની ગયેલાં દેશજનોને તેમની જોઈતી જરૂરીઆતો યથાશક્તિ પૂરી પાડી સંતોષવામાં, સુખી કરવામાં, બની શકતા પ્રયત્નો આચરવા અને એ માર્ગે સ્ત્રીઓએ પોતાને પ્રભુએ પ્રેરેલી કોમળ પ્રેમાળ વૃત્તિશક્તિઓનો

ઉપયોગ અન્ય દેશજનોના હિતાર્થે પણ વિસ્તારવો એ ધર્મ સૂચવવાનો "જળ ભરવાને ચાલો રે" એ કાવ્યનો ઉદ્દેશ છે.

" ભૂખ્યાં ત્રાસતપ્યાં દીસે મનુબાલક ચોપાસ,
પ્રભુની થાળ દઈ કરો તૃપ્ત ત્હેમને ખાસ. "

... ... ...

" ગાનઝરણ ઝરાવો રે લતાકુંજે લચતાં,
ચાલો સજનિઓ ચાલો રે, મિઠલડો રસ સિંચવા;
સૂકી રસહીન બની રહી હૃદયવાડી દેખાય,
વર્ષાવો અમીધાર ત્યાં પ્રફુલ્લ રમણીય થાય. "

ધર્મ, જાતિ, કોમ, પ્રાન્ત ઇત્યાદિના વિભાજક ભેદો ભૂલી જઇ સમગ્ર હિન્દ દેશને એકજ સ્વરૂપે નીહાળી તેના પ્રત્યે પ્રીતિ, ભક્તિ, અભિમાન જાગ્રત કરનારાં "**ભારતી સ્ત્રીગીત**" તથા "**હિન્દ દેવીનું પૂજન**" એ બે કાવ્યો, ભારતની સુન્દરીઓને ચાલો આપણે "ઐક્યતાન વાઇએ," "જનનીગાન ગાઇએ", "હિન્દદેવી વન્દિએ", અને "માતૃભૂમિ પૂજીએ"– એવા ઉચ્ચ અભિલાષની પ્રેરણા કરનારાં ઘણાં ઉત્સાહક અને મનોહર છે.

" પારસી, ઈસ્લામી, આર્ય રમણીઓ રે લોલ,
યુરોપીયન નારીઓ, ઉલ્લાસરસવિલાસિની રે લોલ,
આવો બ્હેની ! હિન્દદેવી વન્દિએ રે લોલ. "

એ ઉલ્લાસભર્યા આમન્ત્રણને તથા

" હિમાલયશિર ઝળકતી, નિર્મળ, એ મન આશ;–
ભિન્ન જાતિ–રીતિ તદપિ ર્‌હો, એક ઉર અમ વાસ. "

અને

" સ્વર્ગથીય મોંઘી આ અમોલી હિન્દ મૈયા,
તન મન ધન અર્પી 'ધન્ય' થઇએ રે, ઓ બ્હેનીઓ ! "

એ મહેચ્છાને હિન્દસુન્દરીઓ ખરા જીગરથી આચારમાં મુકશે ત્યારથી નિઃસંશય તેઓ ભારતને, પોતાનાં સંતાનો દ્વારા, ઉન્નતિવિમાનમાં ઉડતો ઝગઝગિત તારો બનાવશે.

## કાવ્યલક્ષણ.

આ સંગ્રહમાં સમાવેશ પામેલી કવિતાઓ ઉપરાંત રા. રામમોહનરાય ની અન્ય સ્થળે પ્રસિદ્ધ થયેલી અને અપ્રસિદ્ધ બીજી પણ કવિતાઓ છે, અને તેથી તે સર્વનું એકત્ર દિગ્દર્શન કર્યા વિના તેમની સમગ્ર કાવ્યશક્તિનું તેમજ ગુજરાતના અન્ય આધુનિક કાવ્યલેખકોની સાથેની તેમની તુલનાનું વિવેચન કરવું અયોગ્ય અને અન્યાયયુક્ત લાગવાથી અત્રે માત્ર આ આવલીમાંના મણકાઓનુંજ નિરીક્ષણ વાસ્તવિક ધાર્યું છે.

રા. રામમોહનરાયની પદ્યલેખનશૈલી સામાન્ય રીતે જોતાં સુન્દર, મધુર અને મનોહર છે; જોકે કોક કોક સ્થળે તે સ્હેજ કઠિન કે પ્રયાસજન્ય લાગે છે, વખતે લેખનતાત્પર્યની તારવણી પણ ઘટાવવી પડે છે, છતાં ઘણેક ઠેકાણે તે સરળ, સ્વચ્છ, રસિક અને આહ્લાદક પણ છે. કેટલાકને તેમની રચના તદ્દન નૈસર્ગિક કે પ્રાસાદિક ન જણાય એ સંભવિત છે, છતાં તેમાં કૃત્રિમતા, ક્લિષ્ટતા કે રસહીનપણું તો નથીજ: ઉલટું તેમાં કાંઇક ઓર તરેહની મનોહરતા પથરાઇ રહેલી છે. તેમના ઘણે અંશે સંસ્કૃતમાંથી લીધેલા શબ્દભંડોળની વીણામણ તથા તેનું સુમધુર સંમેલન ખરેખર પ્રશંસનીય છે, અને તેમાં ગીતગોવિન્દ અમરૂશતક ઈત્યાદિ સંસ્કૃત સંગીતકાવ્યોની ઉંડી છાયા તેમના ઉપર પડી હોય એમ લાગે છે. ખરૂં જોતાં શ્રવણમાધુર્યની, શબ્દધ્વનિની રમ્ય મીઠાશ એ તો એમનાં કાવ્યોમાં પદેપદે વ્યાપી રહેલી કોઇ પણ ઉપરચોટીયા વાચકને પણ આકર્ષ્યા વિના રહે એમ નથી. 'વિમલ પરિમલમય', 'નભગંગ ઉજ્જવલ રંગ સંગીત,' રવ લવન્તી નવનવા,' 'લલિત રસકલ્લોલ રસિલું,' 'ઉરકુંજમાં ઉંડેરૂં ગાન ગુંજતી જો,' 'મધુવન આ નન્દન મંજુલ માંહ્ય,' 'રાગસાગરકલ્લોલમાં હું ડોલતી જો,' 'નન્દન સુન્દર નન્દનો વાયે રસીલી વેણુ,' 'મંજુ અંગુલિશું લલિત બાલુડી લળે જો,' ઇત્યાદિ અનેક પદો અને લીંટીઓમાં એટલી બધી મધુર, રમણીય અને મનોરંજક ગેયતા વાઇ રહેલી લાગે છે, કે તેના મીઠા ગુંજારવ પાછળથી પણ શ્રવણકુંજમાં વિરામ પામતા નથી.

અનુપ્રાસનો શબ્દાલંકાર, અને તે પણ તેના લગભગ સર્વ ભેદોરૂપે, આ લેખકની કવિતામાં સવિશેષ તરી આવતો દૃષ્ટિએ પડે છે. જીવનવન, સદનવન, નયનમન, ઘનગગન, મનસદન, ઉદયજયઉર્મિ, સ્મરણઝરણ, કવિવર–

મયૂર, ગતિમાન ગાનવિમાન, તાર ચિત્તસિતારના, હૃદયરવ રેલાવતો, પ્રીતિ પલ્લવે, સૃષ્ટિસિન્ધુ, વનવલ્લરી, વંજુલ વહન્તી વેણુ, ને નિર્મળાં નયન નેહ-ભરેલ, સુન્દરતાનાં સરવરિયે, અવકાશ–અવનિ અમલ, કવિતાની કમનીય કનકમય પ્રભપાંખપર પ્રભુબારણે, ગગન ગજવતી ગાનવિમાને, તે લલ-કારની લલના હૃદયે, કુસુમિત લીલી લલિતા લતા–લલના તરૂપતિ સંગ, અમોલી ગુંથાઇ નવલી ઉરવલ્લી અમ ત્યહાં, કુદરતતણા તે શું ઝીણા ભરી મદમીણા કર લે વીણા, તમ સ્વરલીન હૃદતલ્લીન, વીણા વિધુરી પ્રણય-પુરી રસભરી વાગન્ત જ્યાં તમ હૃદયકેરી કંઇ અનેરી લહરીઓ જાગન્ત ત્યાં, વ્હે અમીઝરણાં સંગીતધરણાં, ઇત્યાદિ ઇત્યાદિ રચનાઓમાં રહેલો અનુપ્રા-સાલંકાર નવનવીન સરળતા અને રસમયતા તથા મોહભરી મીઠાશ રેલતો પ્રસરી રહે છે, અને કવિતાની કઠિનતાનું વિસ્મરણ કરાવે છે.

શબ્દાલંકારમાં **અનુપ્રાસ**ની પેઠે અર્થાલંકારમાં **રૂપક** એ આ લેખકની કવિતાનું સવિશેષ લક્ષણ વાચકનું લક્ષ ખેંચે છે. પ્રણયલહરી, જગકુંજ, આત્મકુસુમ, હૃદમન્દિર, ઉરવલ્લી, આત્મપંખી, મતુપંખી, રજનીવસનો, રાગ-સાગરકલ્લોલ, કવિવરમયુર, સમયસરિતા, સ્મિતલહરી, બાલુડાં–જગફુલડાં, વગેરે ઉપમેય–ઉપમાનનાં યુગ્મો તથા તેને ખીલાવનારાં વાક્યો કવિતાની રસમયતાને દેદિપ્યમાન કરે છે.

આ કાવ્યોમાંનું કવિત્વ જેમ ઘણે અંશે શબ્દમાધુર્ય અને રૂપક–ઉદ્દીપનમાં વિશેષ તલ્લીન થયેલું રહે છે, તેમજ કેટલીકવાર લેખક પોતાની તરંગોર્મિ ( fancy ) ના ‘ ગતિમાન ગાન–વિમાન ’માં આપણને બેસાડી ‘ ગગનાંગણે ’ પણ ચ્હડાવે છે.

“ પ્હેર્યાં પ્રેમે રજનીવસનો અન્યનાં પાપભીનાં. ”

“ ઝૂલી વીજો કરાળી, નભભૂમિ ધરન્તા જળસ્તંભ ઉભા. ”

“ મોંઘેરી મરકલડાં કેરી ભાતડી
નેન વદનમાં સુખ શાન્તિ શીળાં શમે. ”

“ પ્રેમઝરણુ જીવનવનમાં મ્હસ મ્હાલતું,
મતુપંખી રંગીલું અમૃત ત્યાં પીતું. ”

“ રવિકિરણતંતુના ગુંથી તંબૂર ગંભીર ગાજતા. ”

" ક્ષણ તિમિરપટ નભ-ઇન્દિરા સંકેલી સ્મિતમય સુન્દરા. "

" ખુલ્લાં મુકી દો મનસદન, છો સતત અમીઝરણાં ઝરે,
એમ તૃષાપીડયાં હૃદયહરણાં સ્નાનપાન ત્યહાં કરે. "

" ઓ પેલો સાગર તણો સામો તીર જણાય,
રખે હુબે તમ નાવડું! સાચો ઇશ સહાય. "

" બન્યું સેતુ દ્વિલોકનું મૃત્યુ દીઠું,
પણ કર્મની આડી દિવાલ નડે! "

" રાગસાગરકલ્લોલમાં હું ડોલતી જો,
પ્રાણ ટુહુકતા અમોલ બોલ બોલતી જો,
વિરલી પ્રીતમરેલી માધુરીમાં ન્હાઉછું જો,
સખી! વારી વારી તન-મન-ધન જાઉંછું જો. "

" ઉંડી ઘેરી મનઘનગુહાનાં ઉંડાણે વહન્તો,
ફુળાં મીઠાં અમિ નિગળતાં પ્રેમબ્હેણો ઝરન્તો,
ભક્તિભીંજ્યાં મનુહૃદય કલ્યાણકુંજે ધરન્તો,
મોંઘો ટૌકો પ્રભુમુરલીમાં ધર્મનો શો રમન્તો! "

રા. રામમોહનરાયની આ કવિતાઓમાં શૈલીની ભવ્યતા નહીં હોય પણ મંજુલતા, કોમલતા, તો છેજ; વિચારની પ્રૌઢતા નહીં હોય તોપણ ઉચ્ચગ્રાહ તો છે; કલાનું ચાતુર્ય નહીં હોય તોયે તેનું વિધાન તો છે; કલ્પનાનું કુદકારા મારતું ઉડ્ડયન નહિં હોય તોપણ તરંગોર્મીના ઉલ્લાસભર્યા ઉછાળા તો છેજ. તેમાં અર્થનું ગૌરવ છે, વર્ણનની સુન્દરતા છે, પદનું લાલિત્ય છે, રચનાની રમણીયતા છે, વાણીની મોહક મીઠાશ છે, રસનાં ઝરણાં છે, લાગણીના ઉભળકા છે. અન્ય લેખકોના કાવ્યોમાં ઘણું ઘણું હોય છે તે આ લેખકના કાવ્યોમાં નહીંએ હોય, છતાં અન્યમાં નહીં હોય એવું કાંઇક ઇષ્ટ સ્વરૂપ આ કાવ્યોમાં નિરીક્ષક કદાચ નીહાળી શકશે.

" કાવ્યમાધુર્ય " ના કદરદાન સંગ્રહકારે તે સંગ્રહ માટે સને ૧૯૦૬ માં કવિતાસાહિત્યનું અવલોકન કરતાં લખ્યું હતું કે " રા. સુમંતે ( રા. રામમોહનરાયનું તખલ્લુસ તે હતું ) તો થોડું લખી હવે કવિતા લખવાનું મુકી દઇ નવો માર્ગ ગ્રહણ કર્યો છે. સાહિત્યની સેવા તો જોકે તે રસ્તે

પણ થશે અને ગુજરાતી ભાઇઓને તેની શક્તિનો લાભ તે દ્વારા પણ મળશે, પરંતુ કવિતાના ક્ષેત્રમાંથી જેનાપર આશા બંધાય તેવો જણ નિવૃત્ત થાય એ કવિતાના શોખીલા સજ્જનોને દીલગીરી આપનારૂં છે." તે સમયે પણ જેના સંબંધમાં "જેનાપર આશા બંધાય" એમ માનવામાં આવ્યું હતું "તેવો જણ" "કવિતા ક્ષેત્રમાંથી" તદ્દન "નિવૃત્ત" રહ્યો-રહી શક્યો-નથી, એમ આ તરંગાવલી નીહાળતાં "કવિતાના શોખીલા સજ્જન" રા. હિમતલાલ અંજારીયાને જણાશે અને ત્યારે તેમને તેમજ અન્ય શોખીલાઓને ". દીલગીરી આપનારૂં" કારણ ક્ષીણતા પામશે, અને પ્રભુકૃપાએ તેનો બીજો ભાગ પ્રકટ થશે ત્યારે તેનો લોપ થશે.

શંકરરાય અમૃતરાય.



પરલોકનિવાસી—

# ભાઈશ્રી વિન્દુભાઈ જસવંતરાય.

( જન્મ-ઇ. સ. ૧૮૭૯: મૃત્યુ-ઇ. સ.૧૯૦૪. )

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
अनेकजन्मसंसिद्धः ततो याति परां गतिम् ।

**ભાવાર્થ:**—પવિત્ર શ્રીમન્તોનાં ગૃહમાં અથવા બુદ્ધિમાન યોગીઓનાં કુળમાં યોગભ્રષ્ટ ( મહાત્મા ) જન્મે છે. ત્યાં ત્હેને પૂર્વ દેહની બુદ્ધિનો યોગ પ્રાપ્ત થાય છે...અને અનેક જન્મોમાં યત્ન કરીને સિદ્ધ થયેલો તે પરમગતિને પામે છે.

શ્રીમદ્ ભગવદ્ગીતા.

સ્વર્ગસ્થ ભાઇ વિન્દુભાઇ ( ઉર્ફે કાન્તિરાય ) નો જન્મ અમદાવાદની વડનગરા નાગર જ્ઞાતિમાં થયો હતો. અમારા તીર્થરૂપ પિતાજીની જાગીર પંચમહાલમાં પુણ્યધામ પાવાગઢની નજદીક હાલોલમાં આવેલી હોવાથી સ્વર્ગસ્થ ભાઇનું ઘણું રહેવાનું ત્યાંજ થયું હતું. વિન્દુભાઇના બાલ્યકાળમાંજ અમારાં ધર્મશીલ માતુઃશ્રી સૌ. જામણાબ્હેનનો વૈકુંઠવાસ થયેલો હોવાથી એને ઉછેરવાનું યોગ્ય કેળવણી આપવાનું સઘળું કર્તવ્ય અમારાં પૂજ્ય ફોઇ ગં. સ્વ. માતુઃશ્રી બ્હેનજીબાને પ્રાપ્ત થયું હતું, જે ત્હેમણે બહુ પ્રેમથી અંગીકૃત કર્યું હતું.

પિતાજી અને ફોઇના પવિત્ર સહવાસમાં વિન્દુભાઇમાં બાલ્યકાળથીજ સત્સંસ્કાર ઉદય પામ્યા હતા અને દૃઢ ભક્તિભાવ તથા ઉચ્ચ આચારવિચારનાં શુભ બીજ રોપાયાં હતાં. અમારાં માતુઃશ્રી, જેઓ ફારસી

સાહિત્યના અભ્યાસી હતા અને ઉદુ માક ત ત, (

પ્રેમ જે થોડો વધારે અમો સર્વ ભાન્ડુમાં આવ્યો હતો, તે આ સ્વર્ગસ્થ ભાઇમાં ઘણો વ્હેલો પ્રકટ થયેલો જોવામાં આવતો હતો.

ગૂજરાતી અભ્યાસ હાલોલની શાળામાં કર્યા પછી વિન્દુભાઇને અમદાવાદ આવવાનું થયું. અહિં એણે અને બીજા સરખી ઉમ્મરના સ્નેહીઓએ ભ્રાતૃસમાજ નામનું મિત્રમંડળ સ્થાપ્યું. આ સમાજમાં છ સભાસદો હતા, જેમાંના લગભગ સઘળાએ સાહિત્યક્ષેત્રમાં અથવા કેળવણીના પ્રદેશમાં સારી પ્રતિષ્ઠા સંપાદન કરી છે. આ સભાસદોમાંથી વિન્દુભાઇ તથા એના જેવા એક બીજા આશાજનક યુવાન બન્ધુ ગણપતરાવ બાળાભાઇ ઢ્રુ ( બી. એ. ), એમનો અકાળ સ્વર્ગવાસ થયો છે. આ બંને આપણા સાહિત્યના સારા ઉપાસક હતા. અને બીજા સભાસદો તો અન્ય કર્મક્ષેત્રોમાં પ્રવર્તે છે, એટલે એ મંડળની સાહિત્યસેવા હવે ગૌણ થઇ ગઇ છે, એટલું તો સ્વીકારવું પડશે.

સ્વર્ગસ્થ ભાઇમાં હૃદય, બુદ્ધિ અને ચારિત્ર્યના ગુણ ઘણા ઉંચા પ્રકારના હતા, એમ કહેવામાં બિલકૂલ અતિશયોક્તિ નથી. સાહિત્યપ્રેમ પણ ઘણો જ્વલન્ત હતો અને પચીસ વર્ષના વયમાં એનું અવસાન થયું, તોપણ તેટલા અલ્પકાળમાં એણે વાર્તાઓ, કાવ્યો, નિબન્ધો, ઇતિહાસ, વગેરેને લગતું ઘણું લખાણ પાછળ મૂક્યું છે. એ વાત ખરી છે કે ત્હેમાંનું લગભગ સઘળું અપૂર્ણ છે તથા ત્હેમાંના ઘણાખરામાં સુધારાવધારા માટે અવકાશ રહે છે: છતાં પણ ત્હેમાં ભાવના અને પ્રતિભા તો છેજ, એ નિઃસંશય છે. આ પુસ્તકમાં વિન્દુભાઇનાં *કાવ્યોમાંથી જે લોકપ્રિય થયેલાં જણાયાં છે એવાં ફક્ત ત્રણ લેવામાં આવ્યાં છે: ઇશ્વરેચ્છા તો ભવિષ્યમાં એ ભાઇના ગદ્ય તથા પદ્ય લેખોનો સંગ્રહ પ્રકટ થશે, ત્યારે એની કૃતિઓ વિશે વધારે વિસ્તારથી વિચાર કરી શકાશે. એ બહુધા "સુષેણ" ના તખલ્લુસથી લખતો હતો.

સ્વર્ગસ્થ ભાઇની અને મ્હારી મુખાકૃતિ બહુ મળતી આવતી હતી; તે એટલે સુધી કે અમારા વયમાં કેટલુંક અંતર હતું છતાં કવચિત્ મળનારાં

---

* ચાંપાનેરથી હાલોલ આવતાં ઘોડા ઉપરજ લેખકે "મંગલાષ્ટક" રચ્યું હતું. આ કાવ્ય તથા "સુન્દરી સુબોધ" નું લગ્નગીત સ્વ. ભાઈ ગણપતરાવના લગ્ન પ્રસંગે લખવામાં આવ્યાં હતાં.

માણસોમાં એકને બદલે બીજાને બોલાવવાની ભૂલ વારંવાર થતી. પરન્તુ અમારી બેની વચ્ચે આટલુંજ સામ્ય ન હતું. વિન્દુભાઇના અવસાન પછી એના કાગળો, નોટબુકો, લખાણો જ્યારે મ્હારા જોવામાં આવ્યાં, ત્યારે મ્હને એમજ લાગ્યું હતું કે જાણે હું મ્હારા પોતાના લેખોજ વાંચતો હોઉં નહિં ?–ભાષા, શૈલી, વિચાર,–બધું લગભગ એક સરખું હતું. તફાવત માત્ર વિષયોમાં, અને તે પણ સ્વાભાવિક રીતે હોય ત્હેનાથી ઘણો થોડો !–અને છતાં ખૂબી એ હતી કે અમે બહુ વખત સાથે રહી શકયા ન હતા એટલુંજ નહિં પણ અમારી વચ્ચે એ વિષયોની બાબતમાં વાતચિત અથવા પત્રવ્યવહાર બહુ જૂજ પ્રસંગે થતાં. પરન્તુ આથી અમારાં કાવ્યો તથા અન્ય લેખોમાં સામ્ય જોવામાં આવે, એ સંભવિત છે.

કુટુમ્બી–સંબન્ધી વર્ગમાં એ ભાઇ જ્યાં જતો ત્યાં ઘણો પ્રિય થઇ પડતો, એવું મોહક આકર્ષણ એનામાં હતું. ભ્રાતૃસમાજમાં અને અન્ય મિત્ર–સ્નેહીઓમાં એના ઉદાત્ત અન્તઃકરણની, પ્રોત્સાહક આત્મત્વની પ્રબળ છાપ પડતી, એમ ઘણે સ્થળેથી મ્હને જણાવવામાં આવ્યું છે. અને એણે થોડો વખત કરેલી રાજ્યસેવામાં પણ લોકો અને અધિકારીઓ બંને એનાથી બહુ સુપ્રસન્ન રહેતા. આ સઘળું–અને ત્હેની સાથે સાહિત્યક્ષેત્રમાં એણે કરેલું કામ જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે વિચાર થયા વિના રહેતો નથી કે આવો પ્રાસાદિત યુવાન પ્રભુકૃપાથી વધારે આયુષ્ય પ્રાપ્ત કરી શક્યો હોત તો આજ એનું જીવન બહુ યશસ્વી નીવડયું હોત અને એની દેશની–સાહિત્યની–સેવા ઘણી ઝળકતી જોવામાં આવતી હોત, એમાં કાંઇ શક નથી.

સ્વર્ગસ્થ ભાઇમાં ધર્મશ્રદ્ધા ઘણી દૃઢ અને તીવ્ર હતીઃ પોતે કરેલા સંકલ્પ ગમે તેટલી મુસ્કેલી હોય તો પણ તે અમલમાં મૂકતો. એના હૃદયની ભક્તિ અમારાં માતુઃશ્રીનાં ઈષ્ટ શ્રી માતાજીને વિશે હતી; અને અમદાવાદમાં આવ્યા પછી ધનાસુથારની પોળનાં અંબાજી માતાનાં દર્શન કર્યાં શિવાય એક પણ દિવસ જવા ન દેવો, એવો નિશ્ચય એણે કર્યો હતો. વારંવાર એવા પ્રસંગો બનતા કે જેને લીધે આમ કરવામાં વિઘ્ન આવે. પરન્તુ રાત્રિએ ગમે તેટલું મોડું થાય તોપણ માતાજીનાં દર્શન કર્યા વિના એ સુતો નહિં.

સ્વર્ગસ્થ ભાઇનો અવસાનસમય પણ એની જીંદગીના જેવોજ વિલક્ષણ હતો. હાલોલમાં પ્લેગનું ઘણુંજ જોર હતું, એવામાં એને સખ્ત તાવ

આવ્યો. આવે વિકટ પ્રસંગે કોઇ પણ મનુષ્ય ગભરાઇ જાય, એ સ્વાભાવિક છે; પરન્તુ ઘરમાં અમારા પિતાજી તથા ફોઇ બંને વૃદ્ધ, એકલાં હતાં, તેથી ધૈર્ય ન ત્યજતાં, તથા એમને નહિં ગભરાવતાં એણે તાવની સખ્ત બિમારી પણ નહિં ગણકારીને, કુટુમ્બને લગતી કેટલીક સૂચનાઓ-જે એને અગત્યની લાગી હતી તે-બાબતમાં એક પત્ર લખ્યો હતો. આ કાગળમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે "મ્હને પ્લેગ લાગુ પડયો છે, અને હું બચી શકું તેમ નથીઃ એ હું જાણું છું." એના જીવનમાં વારંવાર જોવામાં આવેલી નિર્ભયતા, નિર્મળતા તથા પ્રભુશ્રદ્ધા ત્હેમાં સારી રીતે જોઇ શકાતાં હતાં.

શ્રી પ્રભુએ કર્મફળનો અવશેષ ભોગ પૂરો કરવાને મોકલેલ એ પુણ્યાત્માના જીવનનું આટલે કાળે પણ આટલું સ્નેહસ્મરણ કરવાનું મ્હારે માટે નિર્મિત હશેઃ તે કરતાં એ પતિતપાવન આત્માનો ચિરકાળ પરમપદમાં નિવાસ રહો, એ પ્રાર્થના શ્રી કરુણામૂર્ત્તિ પરમાત્મા પાસે હું કરૂં છું. અસ્તુ.

નથી-નથી-નથી રંગ્યા ચન્દ્રે દિશાન્ત હજી બધા,<br>
નથી-નથી હજી સિંચી ચંચુ ચકોર વિશે સુધા;<br>
નથી-નથી હજી ઉગ્યો પૂરોય ઇન્દુ નભે, અહા !<br>
ઝપટ ગ્રસતો ત્હેવે દારૂણ રાહુ બલિષ્ટ હા !*

( હાલોલઃ તા. ૧-૩-૧૮. )

રામમોહનરાય જસવંતરાય.

---

रञ्जिता न ककुभो निषेविता<br>
नार्चिषो बत चकोरचञ्चुषु ।<br>
कष्टमिन्दुरुदये निपीयते<br>
दारुणेन तमसा बलीयसा ॥

સમર્પણ:

# શ્રી બન્ધુસમાજને

સપ્રેમ.

શીર્ષે નિર્ગુણ સૌમ્ય, ને નયનમાં સુબન્ધુ ઉલ્લાસી રહે,
કંઠે વાણીસુધા સુમિત્રની, ઝરે પ્રીતિ ઉરે પાન્થ છે;
હસ્તે કૃષ્ણ સુહાય, દિનકરનો વક્ષે રૂડો વાસઃ એ-
બન્ધુમંજરી! હોને પ્રિય પદે સુમન્ત વન્દી રહે.

---

નિર્ગુણ:— રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલ.
સુબન્ધુ:—સ્વ. ,, ,, ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા.
સુમિત્ર:— ,, ,, શિવલાઈ બાપુભાઇ દુરકાળ.
પાન્થ:— ,, ,, શંકરરાય અમૃતરાય સહીયડ.
કૃષ્ણ:— ,, ,, કૃષ્ણલાલ હરગોવિંદદાસ પંડિત.
દિનકર:— ,, ,, દિનકરરાવ વ્હાલાભાઇ ધ્રુવ.
સુમન્ત:— ,, ,, રામમોહનરાય જસવંતરાય દેસાઈ.

As ships, becalmed at eve, that lay
With canvas drooping, side by side,
Two towers of sail at dawn of day
Are scarce long leagues apart descried;

When fell the night, upsprung the breeze,
And all the darkling hours they plied,
Nor dreamt but each the self-same seas
By each was cleaving, side by side:

E'en so-but why the tale reveal
Of those, whom year by year unchanged,
Brief absence joined anew to feel,
Astounded, soul from soul estranged ?

... ... ... ...

To veer, how vain ! On, onward strain,
Brave barks ! In light, in darkness too,
Through winds and tides one compass guides-
To that, and your own selves, be true.

But O blithe breeze ! and O great seas,
Though ne'er, that earliest parting past,
On your wide plain they join again,
Together lead them home at last.

One port, methought, alike they sought,
One purpose hold where'er they fare,-
O bounding breeze, O rushing seas !
At last, at last, unite them there !

A. H. Clough.

# તરંગાવલી.



## મંગલ ઉપહાર.

તોટક.

કરમાં લઇ કોમલ બાલક આ
નવલું, અમ ઉરસુવાસભર્યું,
ધરીએ તમ પાસ, પ્રકાશગ્રંથ્યાં
પ્રીતિપલ્લવમાં લસતું, હસતું. ૧

રમશે, ભમશે અભિલાષપથે,
નીતિભક્તિશું, જ્ઞાનતપોવનમાં,
કવિકૂજન-ગાનવિમાન વિશે
સરશે, તરશે રસસાગરમાં. ૨

તમ પાસ ધર્યું, પ્રિય બન્ધુગણો!
અમ જીવનકોકિલબાલક આ;

સુર શૈશવમાં ન મધુર ઘણો,
ગણજો તદપિ પ્રીતિપાત્ર સદા. ૩

ભગિની પ્રિય ! આ ધરીએ કરમાં,
તમ કાજજ પાળીયું પંખીશિશુ;
વશી અંતરકુંજ વિશે રટવા,
સજવા પ્રભુપ્રેમથી ચિત્ત સહુ. ૪

જનનિ નવ બાલક દોષ લહે,
જનનિ રૂપ છો જગબાલકનાં;
વિસરી ન્યૂનતા પ્રણયે પ્રણલે,
તમ ઉર ધરો અમ બાલક આ, ૫



## ગોપિકા.

વસન્તતિલકા.

દોહી રૂપાળી મધુરી મુજ ગાવડીયું,
ને દૂધડાં મિઠલડાં ભરી તામડીયું;
ચારો નીરી, ઘણુ મહિં મુકી ધેન, ચાલી–
જાશું રૂડાં જળ હવે જમનાંજી, આલી ! ૧

સાહેલીસાથ સરખો, ઠીક જોડ જામી;
આનન્દગોઠડી મિઠી પનઘાટ પામી;
માંજ્યાં નેરી દીપતાં શિર બેડલાં આ,
ને [illegible] વળ[illegible]

રાંધ્યું ઉન્હું ઉન્હું ધર્યું પકવાન ભાણે,
ઠાકોર થાળ પીરશી, મન મોજ માણે,
ખાધાં પીધાં, શયન સેજ લીધાં, થઈ ત્યાં
જાવાની વેળ, લઇ ગોરસ વેચવાનાં. ૩

ઝૂલે ખીલી નવલી સુન્દર મંજરીયું,
ડોલે પરાગ ઝરતી ફુલ પાંદડીયું;
વૃન્દાવને ઝઝુમતી નદીતીરકુંજોઃ—
ક્યાંથી મધુર સુર? શો વનભેદી ગુંજ્યો? ૪

કોયેલ ગીતડું શમ્યું, મનવેગ કંપ્યા,
ગાયો અને હરણિયાં ભરલ્હેર થંભ્યાં;
વાયે રસીલી, અમી રેલતી વાંસળી જ્યાં
ગોપાલબાલ, ઉર આ સરી જાતું ત્યાં-ત્યાં. ૫

[ સંસારઉપવનમાં ગૃહકુંજ શોભે,
કર્તવ્યધેનુ પય અમૃતશુ મધુ દે;
પ્રીતિપનોતું શુભ સ્નેહી કુટુમ્બ રાજેઃ-
ત્યાંયે સદા સતીહૃદે પતિવેણુ ગાજે.] ૬

ખેલ્યાં બધાં વિવિધ રાસલીલા અનેરી,
ચન્દા ઢળી, સખીરી! વેળ વીતી ઘણેરીઃ
હૈડું ન ત્હોય બનતું થિર, સુર પેલો
ઘૂમ્યાં કરે જીવન ડોલતી વાંસળીનો! ૭

❦

સુર શૈશવમાં ન મધુર ઘણો,
ગણજો તદપિ પ્રીતિપાત્ર સદા. ૩

ભગિની પ્રિય ! આ ધરીએ કરમાં,
તમ કાજજ પાળીયું પંખીશિશુ;
વશી અંતરકુંજ વિશે રટવા,
સજવા પ્રભુપ્રેમથી ચિત્ત સહુ. ૪

જનનિ નવ બાલક દોષ લહે,
જનનિ રૂપ છો જગબાલકનાં;
વિસરી ન્યૂનતા પ્રણયે પ્રણલે,
તમ ઉર ધરો અમ બાલક આ, ૫



# ગોપિકા.

વસન્તતિલકા.

દોહી રૂપાળી મધુરી મુજ ગાવડીયું,
ને દૂધડાં મિઠલડાં ભરી તામડીયું;
ચારો નીરી, ઘણ મહિં મુકી ધેન, ચાલી-
જાશું રૂડાં જળ હવે જમનાંજી, આલી ! ૧

સાહેલીસાથ સરખો, ઠીક જોડ જામી;
આનન્દગોઠડી મિઠી પનઘાટ પામી;
માંજ્યાં સુનેરી દીપતાં શિર બેડલાં આ,

રાંધ્યું ઉન્હું ઉન્હું ધર્યું પકવાન ભાણે,
ઠાકોર થાળ પીરશી, મન મોજ માણે,
ખાધાં પીધાં, શયન સેજ લીધાં, થઈ ત્યાં
જાવાની વેળ, લઇ ગોરસ વેચવાનાં. ૩

ઝૂલે ખીલી નવલી સુન્દર મંજરીયું,
ડોલે પરાગ ઝરતી ફુલ પાંદડીયું;
વૃન્દાવને ઝઝુમતી નદીતીરકુંજોઃ—
ક્યાંથી મધુર સુર? શો વનભેદી ગુંજ્યો? ૪

કોયેલ ગીતડું શમ્યું, મનવેગ કંપ્યા,
ગાયો અને હરણિયાં ભરલ્હેર થંભ્યાં;
વાયે રસીલી, અમી રેલતી વાંસળી જ્યાં
ગોપાલબાલ, ઉર આ સરી જાતું ત્યાં-ત્યાં. ૫

[ સંસારઉપવનમાં ગૃહકુંજ શોભે,
કર્તવ્યધેનુ પય અમૃતશુ મધુ દે;
પ્રીતિપનોતું શુભ સ્નેહી કુટુમ્બ રાજેઃ-
ત્યાંયે સદા સતીહૃદે પતિવેણુ ગાજે.] ૬

ખેલ્યાં બધાં વિવિધ રાસલીલા અનેરી,
ચન્દા ઢળી, સખીરી! વેળ વીતી ઘણેરીઃ
હૈડું ન ત્હોય બનતું થિર, સુર પેલો
ઘૂમ્યાં કરે જીવન ડોલતી વાંસળીનો! ૭

સુર શૈશવમાં ન મધુર ઘણો,
ગણજો તદપિ પ્રીતિપાત્ર સદા. ૩

ભગિની પ્રિય ! આ ધરીએ કરમાં,
તમ કાજજ પાળીચું પંખીશિશુ;
વશી અંતરકુંજ વિશે રટવા,
સજવા પ્રભુપ્રેમથી ચિત્ત સહુ. ૪

જનનિ નવ બાલક દોષ લહે,
જનનિ રૂપ છો જગબાલકનાં;
વિસરી ન્યૂનતા પ્રણયે પ્રણલે,
તમ ઉર ધરો અમ બાલક આ, ૫



# ગોપિકા.

વસન્તતિલકા.

દોહી રૂપાળી મધુરી મુજ ગાવડીયું,
ને દૂધડાં મિઠલડાં ભરી તામડીયું;
ચારો નીરી, ઘણુ મહિં મુકી ધેન, ચાલી–
જાશું રૂડાં જળ હવે જમનાજી, આલી ! ૧

સાહેલીસાથ સરખો, ઠીક જોડ જામી;
આનન્દગોઠડી મિઠી પનઘાટ પામી;
માંજ્યાં સુનેરી દીપતાં શિર બેડલાં આ,
ને પાણીડાં ભરી વળ્યાં ઘર સર્વ જાવા. ૨

રાંધ્યું ઉન્હું ઉન્હું ધર્યું પકવાન ભાણે,
ઠાકોર થાળ પીરશી, મન મોજ માણે,
ખાધાં પીધાં, શયન સેજ લીધાં, થઈ ત્યાં
જાવાની વેળ, લઇ ગોરસ વેચવાનાં. ૩

ઝૂલે ખીલી નવલી સુન્દર મંજરીયું,
ડોલે પરાગ ઝરતી ફુલ પાંદડીયું;
વૃન્દાવને ઝઝુમતી નદીતીરકુંજેઃ—
ક્યાંથી મધુર સુર? શો વનભેદી ગુંજ્યો? ૪

કોયેલ ગીતડું શમ્યું, મનવેગ કંપ્યા,
ગાયો અને હરણિયાં ભરલ્હેર થંભ્યાં;
વાયે રસીલી, અમી રેલતી વાંસળી જ્યાં
ગોપાલબાલ, ઉર આ સરી જાતું ત્યાં-ત્યાં. ૫

[ સંસારઉપવનમાં ગૃહકુંજ શોભે,
કર્તવ્યધેનુ પય અમૃતશુ મધુ દે;
પ્રીતિપનોતું શુભ સ્નેહી કુટુમ્બ રાજેઃ-
ત્યાંયે સદા સતીહૃદે પતિવેણુ ગાજે.] ૬

ખેલ્યાં બધાં વિવિધ રાસલીલા અનેરી,
ચન્દા ઢળી, સખીરી! વેળ વીતી ઘણેરીઃ
હૈડું ન ત્હોય બનતું થિર, સુર પેલો
ઘૂમ્યાં કરે જીવન ડોલતી વાંસળીનો! ૭

# એક ચિત્ર.



લાવણી.

મધુર કંઇ મન્દ મન્દ રવ વાય,
વીણાઉર અંગુલિ નાચતી જાય;
રમણી રસપૂર્ણ સુકોમલ ગાય,
વિમલ પરિમલમય કુંજની છાંય: ૧

જીવનવન કલકોકિલ મલકાય,
મૃદુલ અનુપમ 'સરિગમ' છલકાય,
સુખદ સુરગન્ધ સુગન્ધ સુહાય,
ઉછળી લળી ઉર્મિ લલિત લહકાય: ૨

હૃદયમાં પ્રણયરવો રેલાય,
મિઠલડાં સ્મરણઝરણશું ન્હાય;
અનિલ અહિં ગાનવિલીન, ચન્દ્રાય
અમીદ્રવ; આત્મ સુરસભર છાય. ૩



# એક મહાત્માનું સ્મરણ.

મન્દા-સ્રગ્ધરા.

સિંચ્યું ત્હેને જગપર અમી, મીઠડાં વેણુ વાઇ
ભેદયાં ગાઢાં જીવનતિમિરો, અન્તરો દુઃખછાયી;
શીળી કૂંળી પ્રણયલહરી ઉરકુંજે સુહાતી,
રેલે લાલિત્ય વિશ્વે દ્યુતિઝરણિય જ્યાં વ્હેતી કલ્લોલ ગાતીઃ ૧

ઝુલ્યાં ઘેરા જગતઝુલડે આશ-ભીતિ અનેરાં,
જીવ્યાં વર્ષો સુખ-દુઃખ-ભર્યાં જિંદગીનાં ઘણેરાં;
પ્હેર્યાં પ્રેમે રજનિવસનો અન્યનાં પાપભીનાં,
ને સૌજન્યે ન્હવાડયાં મનુજ દુખદહ્યાં, પ્રીતિકુંડે હૃદેનાઃ ૨

યાત્રા પૂરી કરતી સરિતા સિન્ધુઅંકે પળાય,
સન્ધ્યાચુમ્બ્યા રવિ તણી મિઠી જિંદગી શાન્ત થાય;
ફાલી વાડી નિજ કુલલતાપલ્લવેઃ-તેય કાળે,
સન્તો કેરાં પ્રયાણો સુરભૂમિ પથનાં સોહ્યલાં વિશ્વ ભાળેઃ ૩

ઉડયું મોંઘું સલૂણું જીવન, તદપિ જો! આજ ત્હેના સુવાસે
ખેલે પ્રીતિ-પ્રભુતા, અમરકિરણની ઝાંખી મંજુલ થાશે. ૪

# એક ચિત્ર.



લાવણી.

મધુર કંઇ મન્દ મન્દ રવ વાય,
વીણાઉર અંગુલિ નાચતી જાય;
રમણી રસપૂર્ણ સુકોમલ ગાય,
વિમલ પરિમલમય કુંજની છાંય: ૧

જીવનવન કલકોકિલ મલકાય,
મૃદુલ અનુપમ 'સરિગમ' છલકાય,
સુખદ સુરગન્ધ સુગન્ધ સુહાય,
ઉછળી લળી ઉર્મિ લલિત લહકાય: ૨

હૃદયમાં પ્રણયરવો રેલાય,
મિઠલડાં સ્મરણઝરણશું ન્હાય;
અનિલ અહિં ગાનવિલીન, ચન્દ્રાય
અમીદ્રવ; આત્મ સુરસભર છાય. ૩



# સ્વદેશધર્મ.

પ્રબુદ્ધ ભારતમાં આવેલા 'સ્વદેશધર્મ' ના વસન્તમાં આવેલા ભાષાન્તર ઉપરથી ભાવગ્રાહી અનુવાદ—

લાવણી.

મ્હારી ભારત ભૂમિ એક અભેદ્યજ એ મુજ શ્રદ્ધા છે,
મ્હારી ભારતી નિજ બાળકની પ્રિય મૈયા, ઉર શ્રદ્ધા છે;
મ્હારી ભારતીના ઉપદેશ પુરાણ વિશે દૃઢ શ્રદ્ધા છે,
મ્હારી ભારતી કેરી સંતતિ સંત-વીરોમાં શ્રદ્ધા છે. ૧

ઉચ્ચ પવિત્ર ગિરીશ્વરરક્ષિત ભૂમિ અજય્યશું શ્રદ્ધા છે.
સાગરનો ઉછરંગ સુહાવન જનનિબળમાં શ્રદ્ધા છે;
સૃષ્ટિની સૌંદર્ય વાડી–ફુલઝરણમયીમાં શ્રદ્ધા છે,
માતૃભૂમિ પ્રત્યેક કણે પાવનકારી દૃઢ શ્રદ્ધા છે. ૨

ભારતીનાં પ્રાચીન તનુજની ભસ્મ જીવન મુજ શ્રદ્ધા છે,
એ પૂર્વજના પિંડ થકીજ બનેલ શરીર મુજ, શ્રદ્ધા છે;
સર્વ કાળ ને સકળ વર્ણના હિન્દી ઐક્યે શ્રદ્ધા છે,
ભિન્ન ધર્મ-જાતિ પણ ભારતવાસી બન્ધુ, એ શ્રદ્ધા છે. ૩

દુનિયાંના સગપણથીય વ્હાલા દિવ્ય પ્રજાત્વે શ્રદ્ધા છે,
ભારતીના સોનેરી ભૂત, તેજસ્વી ભાવિ, માં શ્રદ્ધા છે;
બન્ધુઓની દેશપ્રીતિ, નીતિ, ધર્મ, વીર્યમાં શ્રદ્ધા છે,
બ્હેનોની કોમળતા, ત્યાગ, સુપવિત્રતામાં શ્રદ્ધા છે. ૪

ભારતી ભૂમિ અર્થેજ અમારૂં જીવનમરણ, દૃઢ શ્રદ્ધા છે,
ભારતીમાં એકજ કર્ત્તવ્ય-પ્રજાત્વ-ભાવના, શ્રદ્ધા છે;
ભારતીનું સેવન સર્વસ્વજ, જીવન પ્રાણ મુજ, શ્રદ્ધા છે,
ભારતીમૈયા ! તુજ આશીષ કલ્યાણકારી હો, શ્રદ્ધા છે. ૫

# મેઘનાદ.

મન્દા-સ્રગ્ધરા.

ઊંડી છાયી નભ ઘનઘટા, ઘેરી અંધારી ગાજે,
ઝૂરે વ્હીલી રસબળહીણી ભૂમિ ઝાંખી શી આજે;
ઊભાં જૂનાં પ્રલયચુમિયાં કુંજમન્દિર પેલાં,
વાહી જ્યાંથી વનશ્રી, વિષમ તૃણ તણાં ઉગ્ર જાળાં ભરેલાંઃ ૧

સૂતી સૂના સદનપથમાં સુન્દરી દૈન્યમૂર્ત્તિ,
લૂછે છૂટી અલકની લટો નેન આંસુ ઝીલન્તી;
ક્લાન્તિસૂકું તન મલિન, ના કૈં અલંકાર અંગે,
નિદ્રા આશાવિહોણી, અપૂજ જીવનના જીર્ણ છે સૌ તરંગેઃ ૨

ધીમા ને ઝીણઝીણા ઝરમર ઝરતા, વ્યોમથી નાદ આવ્યા,
અન્ધારાં ઘોર વાધ્યાં, ધૂળધૂસર બધાં, ગાઢ ભૂકંપ લાગ્યા;
ઝૂલી વીજો કરાળી, નભભૂમિ ધરન્તા જળસ્થંભ ઉભા,
ને જાગી ત્રાસઘેલી, નવીનબળભીની યૌવના, મેઘ ગર્જ્યોઃ ૩

લીલી કુંજો, ઝરણ મધુરાં, પંખીડાં પ્રીતિસ્હોયાં,
દેવી ! મોંઘાં અનેરાં,-
મૈયા ! મીઠાં ત્હમારાં-વદન સ્મિત ભર્યાં મેઘનાદોશુ જોયાં ! ૪

# વૈકુંઠવાસી સૌ. મ્હોટીબાને-

## સમર્પણ:

ગરબી.*

ઝુલી લીલી રમતીલી કળિયો ઝીણી,
હૈયાં મધુરસીલાંની જગકુંજે રમે;
પાવન, મૈયા ! પ્રેમળ અમિકરથી વીણી,
પ્રભુમંગલઆંગણતોરણિયાંમાં નમે:
ફુલકળિયો, ઓ દેવી ! ખીલવી એ ત્હમે. ૧

મીઠી મીઠી પ્રીતિઝરણી વાતડી,
કોડીલાં ઉર કુમળા ઉભરામાં ઝમે;
મોંઘેરી મરકલડાં કેરી ભાતડી
નેન વદનમાં, સુખશાન્તિ શીળાં શમે:
ફુલમાળો, ઓ દેવી ! ગુંથલી એ ત્હમે. ૨

સુન્દરતાનાં સરવરિયે લલિતા, નવી,
અરુણાં લોચનિયાં મનુજીંદગીને ચુમે;
અન્ધારીનાં હૃદય હૃદય ભેદી, રવિ-
કિરણો સુરસોહાગભીનાં મધુરાં ધુમે:
ફુલલહરો, ઓ દેવી ! રેલવી એ ત્હમે. ૩

પૂજન્તાં દેવી તમ પગલાં પ્રેમથી,
ઉજળાં તમ ઉરઝરણતટે તરીએ અમે;
બાલૂડાં અમ આત્મકુસુમ વીણી, ગુંથી
પરમપદે સુહવ્યાં, તે પથ સરવું ગમે:
ફુલપન્થો, ઓ દેવી ! સુહવો એ ત્હમે;
ઉરપન્થો, ઓ મૈયા ! ફુલવો એ ત્હમે ! ૪

---

* ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને-એ રાગ.

# વૈકુંઠવાસી સૌ. કપિલબ્હેનને-

## સમર્પણ:

દ્રુતવિલંબિત.

જનનિનું ઉરપાન કર્યું, કર્યું
યુગલમાં, પ્રીતિ–વત્સલતા ભર્યું,
વહ્યું જ સંગ રમન્ત ઉમંગમાં
પ્રણયજીવન, હા! ક્ષણરંગમાં: ૧

ભગિની ઓ! પરલોકનિવાસિની!
જનનિઅંતરના અભિલાષની
ખીલવી ત્હેં સુરવાડી, સુકાઇ તે
બની અચેતન, ત્હોય સુગન્ધી છે. ૨

વિસરતું જગ; પ્રીતિનિવાસ જે
તુજ હતા, પર થાય બધાય તે;
તદપિ ના ઉડશે તુજ આત્મની
કદિય બન્ધુહૃદેથી સુવાસિની. ૩

અણમૂલાં, જગમંડપમાં કંઇ
મનુજજીવનચિત્ર મળ્યાં;–લઇ
સુરભિ વિમલ ઉરફુલે ગુંથી,
ધરૂં ત્હને સ્મૃતિસુન્દર મંજરી. ૪

# વૈકુંઠવાસી સૌ. મ્હોટીબાને-

## સમર્પણ:

ગરબી.*

ઝુલી લીલી રમતીલી કળિયો ઝીણી,
હૈયાં મધુરસીલાંની જગકુંજે રમે;
પાવન, મૈયા! પ્રેમળ અમિકરથી વીણી,
પ્રભુમંગલઆંગણતોરણિયાંમાં નમેઃ
  ફુલકળિયો, ઓ દેવી! ખીલવી એ ત્હમે. ૧

મીઠી મીઠી પ્રીતિઝરણી વાતડી,
કોડીલાં ઉર કુમળા ઉભરામાં ઝમે;
મોંઘેરી મરકલડાં કેરી ભાતડી
નેન વદનમાં, સુખશાન્તિ શીળાં શમેઃ
  ફુલમાળો, ઓ દેવી! ગુંથલી એ ત્હમે. ૨

સુન્દરતાનાં સરવરિયે લલિતા, નવી,
અરુણાં લોચનિયાં મનુજીંદગીને ચુમે;
અન્ધારીનાં હ્રદય હ્રદય ભેદી, રવિ-
કિરણો સુરસોહાગભીનાં મધુરાં ધુમેઃ
  ફુલલહરો, ઓ દેવી! રેલવી એ ત્હમે. ૩

પૂજન્તાં દેવી તમ પગલાં પ્રેમથી,
ઉજળાં તમ ઉરઝરણતટે તરીએ અમે;
બાલૂડાં અમ આત્મકુસુમ વીણી, ગુંથી
પરમપદે સુહવ્યાં, તે પથ સરવું ગમેઃ

  ફુલપન્થો, ઓ દેવી! સુહવો એ ત્હમે;
  ઉરપન્થો, ઓ મૈયા! ફુલવો એ ત્હમે! ૪

---

* ઓધવજી! સંદેશો ક્હેજો શ્યામને-એ રાગ.

# વૈકુંઠવાસી સ્વ. મહાલક્ષ્મીને–

## સમર્પણ:

શિખરિણી.

ઝરન્તું આ મીઠું વિમળ પ્રીતિનું રમ્ય ઝરણું,
પ્રભુતાનું મોંઘું, પરિમલશીળું પુણ્યસ્મરણું;
કિનારા સોહન્તું, જગવન રુડાં મન્દિરભર્યું,
ઝુલે આશાવાયુ, લલિત રસકલ્લોલ રસિલું. ૧

તરન્તાં ખેંચાતાં, સદનવન શોધ્યાં બહુ અમે,
ચુવાઘેલાં ચિન્તો જહિં અમ સુશાન્તિ મહિં રમે;
ત્હમારૂં ઓ દેવી! મૃદુલ હૃદમન્દિર ખુલિયું
અમારા આતિથ્યે, જનનિમય સૌભાગ્યવિરલું. ૨

અમોલી ગૂંથાઇ, નવલી ઉરવલ્લી અમ ત્યહાં,
સર્યા સાથે રંગો, અમિકિરણમાં ઇન્દ્રધનુના;
પ્રભાભીનાં ખીલ્યાં, જીવન મધુરાં, કોમલ, અને
વધાવ્યા પુષ્પન્તા ઉદય–જયઊર્મિ કંઈ અમે. ૩

સરી ત્યાં કલ્યાણી ઝરણલહરિ પેલી સહસા,
ત્હમારી કુંજે શી! નિજમય કરી દેતી, સુભગા;
પ્રભુચુમ્બ્યું તે શું! સદન તમ આત્મન્-તણું વહ્યું,
અહા! અંજાયેલું નયનમન ના કંઇ કળી શક્યું. ૪

કુંળી સન્ધ્યા છાયું, ઉજળું તદપિ દેવલ હતું,
વીણારેલ્યાં ગીતો,–કુલદલસુવાસો સમ બન્યું;
ગયું પ્રીતિપારે, સ્મૃતિપૂજિત એ મંગલમયું,
સદા વ્હાલું, મૈયા! જીવન, અમ હૈયે વશી રહ્યું. ૫

# બ્હેની મ્હારી !

વસન્તતિલકા.

મિઠ્ઠાં, કુંળાં વચન બોલ્યની, બ્હેની મ્હારી !
દીપાવ્ય મન્દ હશીને મુખકાન્ત ત્હારી;
ને નિર્મળાં નયન નેહભરેલ ધારી,
દે દોહ્યલાં જગતકેર બધાં ઉતારી. ૧

ક્રોધે ઝઝૂમી કરચોલી લચે કૃપાળ,
આંખ્યો ઝરે અગનના ભભુકાની ઝાળ.
ને અંતરે ઝુલતી ઝેરીલી કંઠ કટાર,
જાએ ઉડી જહિં રમે તુજ નેનધાર. ૨

દુઃખો શરીર મનનાં, અકથ્યાં ઉંડેરાં,
બાળે બધું જીવનનું હીર; ત્રાસવેર્યા–
જ્યાં આત્મઘાત કરતાં મનુબાલકો યે
ઠંડાં બને, તુજ અમીભર એક હાસ્યે. ૩

પાપેભર્યાં, જિવિતકજ્જલભાર વ્હે જે,
આશાહીણાં મનુ, ન ભૂત-ભવિષ્ય જેને;
અન્ધારપિંજરપુર્યાં, જડચેતનો તે–
ત્હેવાંય ચિત્ત તુજ વાણિસુગન્ધ ભેદે. ૪

પુત્રી પવિત્ર, મૃદુ થા, મિઠી બ્હેની વ્હાલી !
પત્ની પ્રીતિમધુરી ને સુખદા રસાળી;
થા પુણ્યશીળી જનનિ, ઉરજ્યોતિધારી,
ને દૃષ્ટિ-હાસ્ય-સ્વર ગુંથ્યની, બ્હેની મ્હારી ! ૫

# વ્હાલી બ્હેની!

ગરબી×

વ્હાલી, વ્હાલી બ્હેની! શીળો આવશેઃ
ધરતી ધગધગતીયે ટાઢી થશે, થશે,
ઉન્હાં, આગ્યભર્યાં કિરણોય જશે, જશે;
ધીમે ધીમે, બ્હેની! છાંયો આવશે. ૧

પ્રેમઝરણ જીવનવનમાં મ્હેક મ્હાલતું,
મનુપંખી રંગીલું અમૃત ત્યાં પીતું,
તેજ તણી હેલીમાં રસભર રાચતું;
–સુખવાડી તુજ કાજે, બ્હેની! એ ન શું? ૨

બ્હેની વ્હાલી, વ્હાલી! ધીરજ ધારજે;
ઝેરભર્યા વાયુ જગઝેર ચુશી જશે,
તાપે તપતી નિર્મળ સતી નકિ તું થશે,
'પ્રીતિ–શાન્તિ', બ્હેની મધુરી! રાખજે. ૩

ફુલલહરીમાં રમતી રમ્ય સુવાસિની,
મિઠડાં કોયલગાન અનુપમની ઝરી,
વ્હાલભર્યાં હૈડાંની કોમળ ગૂંથણી;
–લલિત મઝા તુજ માટે, બ્હેની! એ નહિં? ૪

વ્હાલી, વ્હાલી બ્હેની! શીળો આવશે;
કાળજડાં કોરન્તી ચિન્તાઓ જળે,
દુઃખના ડુંગર ધીરજ દરિયામાં ઢળે;
'મ્હાવું–સ્હેવું!'–બ્હેની! છાંયો આવશે. ૫



---

× ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ રાગ.

# પ્રભુસ્તવન.

( ડૉ. માર્ટિનો કૃત Hymn નું ભાષાન્તર. )

ઇશ્વર છે જ્યાં મુજ પરમમોક્ષ ત્યાં
　　કીયા રિપુથી ડરવાનું ?
છે અન્ધકાર, લાલચમાં મ્હારા
　　દીપક--સમિપ સહાયકને
　　　　　　　　અનુસરવાનું: ૧

મુજ આસપાસ અરિદળ ઘેરન્તું,
　　છતાં ધૈર્યથી લ્હડતો હું;
જમણે હાથે, પ્રભુસહાય સાથે,
　　પછી કહો કઇ ભીતિથી
　　　　　　　　છે ડરવાનું ? ૨

આત્મા મુજ ! હિમ્મત સજી સદા,
　　વિશ્વાસ વિભુ પર ધરજે તું;
જવ અનાથ ને દુર્બળ તું ભાસે,
　　શ્રદ્ધા એના પરમસત્ય પર
　　　　　　　　ધરજે તું: ૩

બળ ત્હેનું કરશે પ્રબળ હૃદય,
　　એ પ્રીતિથી તુજ ઉલ્લાસ વધે;
નિત દયા ત્હેની તુજ જીવન સુધારી,
　　શાન્તિ અનન્ત જગેશ તું ઉપર
　　　　　　　　વિસ્તરશેઃ ૪

❦

# કવિવરો-ગાયકગણો !

હરિગીત.

ઓ હૃદયરવ રેલાવનારા કવિવરો ! ગાયકગણો !
સુર જીવનમાં ઉતારજો તમ વેણુ ને વીણા તણો;
'કુદરત કળા '–પ્રિય કોકિલા તમ આત્મમન્દિર પાળજો,
દ્રવી દિવ્ય કૂજન અમિરસે અમ અન્તરો અજવાળજો. ૧

મનુજન્તુડાં બંદી પડયાં અંધાર–કારાગાર આ
સંસારપંક અપાર, કેવળ ક્લેશ–વિષયાગારમાં;
પ્રકટો હૃદયરશ્મિ ત્હમે, વિકસો વિમલ ઉદ્દ્યોત ત્યાં,
હણી બેડી બન્ધન તણી, જીવન વિલસાવજો આનન્દમાં. ૨

ઓ મર્ત્યભૂમિના ફિરસ્તા ! દુઃખદાવાનળ બધે,
દુનિયાં મહિ ચોતરફથી ભડભડ દહન્ત દીસે, અરે !
વિષવહ્નિ બાળે, ઉડ્ડયન અમ વ્યોમ ખાળે, ઉદ્ધરો
અમ જિવિત, વાંસલડી વિરલ તમ વાઇ વિશ્વ સુધા ભરો. ૩

ઉરવાંસળીના સુર ઉંડા સૃષ્ટિસિન્ધુ ઉલંઘતા,
અવકાશ–અવનિ અમલ મંજુલતાભર્યાં કરી મ્હાલતા;
રવિકિરણતન્તુના ગુંથી તંબૂર ગંભીર ગાજતા,
અથવા વહન્તા ઇન્દુમન્દિર મન્દ સુન્દરતાભર્યાઃ ૪

આકાશની રૂપેરી આન્તર કુંજકુંજે કૂજતા,
કંઇ દેવદૂતો–ધૂમકેતુ જ્યોતિ ઝળહળ ઝૂઝતા;
પુરી માર્ગ મણિમય મોતીડાંથી દૂર દ્યુતિ વિસ્તારતા,
તે સહુ સુનન્દન મનતરંગ સરન્ત રસપૂરે ભર્યાઃ ૫

સજી રંગબેરંગી વસન આહ્લાદ–મદભર માનિની,
આલાપ અદ્‌ભુત ઝમતી સુખકર વાદળી ગજગામિની;

ક્ષણ તિમિરપટ નભ-ઇન્દિરા સંકેલી સ્મિતમય સુન્દરા,
ધનગગનગર્જનમાં ઝબુકતી ભવ્ય ગાન પ્રભાભર્યાં: ૬

ગ્રહતારલા કંઇ ગીત મીઠલડાં સુરસ મ્હસ રેલતા,
નભગંગ ઉજ્વલ રંગ, સંગીત નન્દ ધ્વનિ જહિં ખેલતા;
ગિરિ, સર, સરિતા, નિર્ઝરો,-સ્વર અવનવીન ઝંકારતાં,
વનવલ્લરી, તરૂપલ્લવો રવ સિંચતાં પ્રીતિભર્યાં: ૭

કુસુમ સુગન્ધ અમન્દ મંજુલ કુંજકંદર ખોળતા,
અનુપમ વિહંગમ હૃદય 'સારીગમ' રસે જગ રોળતા;
સૌરભવિલીન અનિલ નીલ સમુદ્રઉર્મિ સ્ફુરાવતા,
સજી લલિત મધુરી શીત લહરી શાન્ત સુખસારે ભર્યાં: ૮

નટવ્યોમ ઈન્દ્રધનુ સુરમ્ય રચન્ત, સુર મધુઝરા
કુદરત તણા તેશુ ઝીણા ભરી, મદમીણા કર લે વીણા;
નાચન્તી પૃથ્વી નાયિકા, રજની પુરન્તી તાલ, ને
સન્ધ્યા-ઉષા મળી વિશ્વમંડલ વાદ્યરવ રેલી રહેઃ ૯

કોકિલસુકૂજનની સુરા, બુલ્બુલની વાણી તણી સુધા,
સારંગી, તંબૂર ને મૃદંગી અંગ સંગીતનાં બધાં;
દિવ્યાંગનાના કંઠ કોમળ નિર્મળાં ગાયન કવેઃ—
એ નિત પ્રણયમય તમ જીવનમાં કાવ્યરસગીતા દ્રવે. ૧૦

થતી મધુર કવિવરમયૂર ! ગાયકચાતકો ! રસવૃષ્ટિ એ
તમ કાજ માત્ર ?-પિપાસિતા તમ સાથ આખી સૃષ્ટિ છે;
ખુલ્લાં મુકી દો મનસદન, છો સતત અમિઝરણાં ઝરે,
અમ તૃષાપીડયાં હૃદયહરણાં સ્નાનપાન ત્યહાં કરે. ૧૧

ઉછળન્ત ઉંચા તાર ચિત્તસિતારમાં, ઊંડાં શમે
ચિન્તા અનન્ત, તિમિર, નિરન્તર શોક જે અન્તર દમે;
પળવાર તમસ્વરલીન, હૃદતલ્લીન, તમમય થઇ અમે,
આશાનિરાશા, દુઃખસુખ, વિજયપરાજય ભૂલીએ. ૧૨

મંજુલ ઝીલન્તી મંજીરા પ્રીતિભક્તિપદતાનો મીઠાં,
ત્યાં મૂર્તિમય મનુહૃદય મોહિની તમથી સર્વે થતાં દીઠાં;
વંજુલ વહન્તી વેણુ, મોરલી રવ લવન્તી નવનવા,
કહો કયાંથી પશુ–ખગ–પ્રાણિ ત્હેમાં વશ કરન્ત સુરો પુર્યા? ૧૩

વીણા વિધુરી, પ્રણયપુરી, રસભરી વાગન્ત જ્યાં,
તમ હૃદયકેરી કંઇ અનેરી લહરીઓ જાગન્ત ત્યાં;
રસબસ થયેલી સુરવ–હેલીમાં જગત તરતું રહે,
લીલી જીવનવેલી, જગપિતાતરૂને વીંટેલી, ઉંચે ચ્હડે. ૧૪

ગતિમાન ગાનવિમાન તમ ઉંચાં ઉડે ગગનાંગણે,
કવિતાની કમનિય કનકમય પ્રભ પાંખપર પ્રભુબારણે;
રસપ્રેમ–કોકિલ બુલબુલો સ્વર્ગીય સંગીત જ્યાં ભણે,
અમ આત્મપંખી ત્યાં વહાવો, પથ ચ્હડાવો તમ તણે. ૧૫



# મીઠી મોરલી.

ગરબી.*

મીઠી મોરલી મધુભર્યું શું વાય છે જો,
વહી વનવને અનેરું ઘેરું ગાય છે જો;
પીતાં વેણ, ોહીલો જીવ ઉડી છે જો;
આલી! અન્તરે કંઇ–કંઈ–કૈં થાય છે જો. ૧

ગીતલ્હેર વ્હાલીડી ઝુલીઝુલી જતી જો,
ઉરકુંજમાં ઉંડેરું ગાન ગુંજતી જો;
નેહલગનિ લાગી, દિલડું બધું દે મથી જો,
બીજું વ્હેની! ગમતું–ગમતું કાંઇએ નથી જો. ૨

* ઓધવ! નંદનો છોરો તે નમેરો થયો જો–એ રાગ.

ઓઘ આંસુડાં અમોઘ તણાં ઉછળે જો,
મંજુ અંગુલિશુ લલિત બાલુડી લળે જો;
શ્યામસુન્દરસુખમોહિની સુહાય છે જો;
વ્હાલી વેણુ જીવન ધીમી ધીમી છાય છે જો. ૩

ઝીણું ઝરમરઝર ઝરત ગાન મ્હેવલો જો,
શીળું કોયલ ને લોલ લવે મોરલો જો;
મોહનમન્દિરિયે પ્રેમતણી હેલિ છે જો,
થઇ બ્હેની ત્હારી આજ ઘેલી-ઘેલી છે જો. ૪

દૂર-દૂર અભિરમ્ય સુર આવતા જો,
ઉરઉર તણા ભેદને ડુબાવતા જો;
પ્રભુજીઅધરરમ્યાં વાચક છલકાય છે જો,
સકળ જગત કહિંય ઉતરી-સરી જાય છે જો. ૫

ગગનચંદની શી ટપકી તારલા રહી જો,
જીવનઅંજની શી રજની હૃદયમાં વહી જો;
સ્થૂલચેતનને નન્દિની પ્રિય બંસરી શું જો,
સજનિ! એકરૂપ-એકઆત્મ બની રહું જો. ૬

રાગસાગરકલ્લોલમાં હું ડોલતી જો,
પ્રાણ ટુહુકતા અમોલ બોલ બોલતી જો;
વિરલી પ્રીતભરેલી માધુરીમાં ન્હાઉં છું જો,
સખી! વારી વારી તન-મન-ધન જાઉં છું જો. ૭

# મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો!

ગરબી.+

મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો!
લ્યોને ભરતભૂમિની નરનાર રેઃ—મીઠડાં૦ ૧

ઝરે વેગે ઝળકન્તાં ને ઉજળાં,
ધર્મધેનુનાં દૂધ અભિધાર રેઃ—મીઠડાં૦ ૨

ધેન સેવે શ્રી સ્વામિનીજી સોહ્યલાં,
નીરે પંડે પ્રભુજી જળચાર રેઃ—મીઠડાં૦ ૩

ગોપગોપિકા ઝિલન્ત દૈવી તેજીલાં,
કનકકળશે વહે અનન્ત ધાર રેઃ—મીઠડાં૦ ૪

રસઝરણે કુંજનવન ભીંજીયાં,
સર્યા કાલિન્દીમાં સુધાસાર રેઃ—મીઠડાં૦ ૫

સકળ વિશ્વમાં વિલોલ રમે રંગીલાં,
લહે પાન એનું જીવનઅમરપાર રેઃ—મીઠડાં૦ ૬

પીયો પારસી ઇસ્લામી, આર્ય, બાલુડાં,
પ્રીતે બ્રીટનનાં પીજો કુમાર રેઃ—મીઠડાં૦ ૭

પૂર વ્હેણે ઝુલેલ ઉરફૂલડાં,
નન્દનન્દનકંઠે સુહાય હાર રેઃ—મીઠડાં૦ ૮



+ મીઠડાં ગોરસ લ્યો, ગોરસ લ્યો.—એ રાગ.

# આમન્ત્રણ.

ગરબી.૪

આવો, આવોને બ્હેની ! સંગે આજ,
આપણ રમીએ આનન્દે;
આવો, આવોને બ્હેની રંગે આજ,
આપણ રમીએ ઉછરંગે.

અમિકુંડ રુડાં જળખેલન જ્યાંય, આપણ સહુ હળીમળી રમીએ,
મધુવન આ નન્દન મંજુલ માંહ્ય, ફૂલભરિયાં રમીએ, ભમીએ;
મધુરાં ઝરણાં પ્રભુના ગુણ ગાય, પ્રેમે તે અન્તર ધરીએ,
પ્રિયપતિ સાથે સુખલહરિ માંહ્ય, વિશ્વપતિપદમાં સરીએ.–
આવો૦ ૧

જીવનવન ઘનઘોર આ, ગગનતિમિર ઉભરાય,
ગાઢાં દુઃખચિન્તા તણાં વાદળ સઘળું છાય;

પ્રીતિકિરણ અમોલે રમતાં આજ, ઉરઅન્ધારાં દૂર કરીએ,
સજી પુણ્યપનોતા સુખના સાજ, સુમન મિઠલડાં સંચરીએ.–
આવો૦ ૨

અબલ બિચારી બાલિકા ભૂલન્તી પ્રભુપન્થ;
અનાથ દીન બાલક કંઈ, રડી મરતાં ઉપકંઠ;

પરિતાપતપ્યાં હૃદયે તે આજ, અજવાળાં શીળાં ઝરીએ,
બાલૂડાં-જગકુલડાં ઉરમાંજ, રસયૌવનમાં ખીલવીએ.–
આવો૦ ૩

સમયસરિતા વહી જતી, તરતાં સહુ સંગાથ
મોજાં શાન્ત, તુફાનીમાં, ધર્મપ્રીતિ લ્યો હાથ;

પતિવ્રતમાં જીવન ગાળી આજ, સાવિત્રી સમ સુખ લહીએ;
સીતાજી સમ સતીપણું શિરતાજ ગણી, પરજીવનમાં વહીએ.–
આવો૦ ૪

રમતાં મીઠી જગકુંજમાં, ન્હાતાં સુરનદી માંહ્ય,
કુસુમદડાથી ખેલતાં, દિન ગાળતાં ત્યાંય;

સુખ ભોગવવાને બ્હેની! ચાલ્ય, આપણ જઇએ આનન્દે,
ઉરફૂલ ખીલ્યાં રસીલાં ગુંથી લાવ્ય, આપણ રમીએ ઉછરંગે;
સુરજીવનલહરી વ્હેતી જ્યાંય, પ્રિયપતિ સહ પાવન થઇએ,
પ્રભુપદ ધરી 'સંગીતમાળ' સદાય, પતિપ્રભુકંઠે પ્હેરવીએ.–
આવો૦ ૫



## રમવાને આમન્ત્રણ.

ગરબી.*

આવો, આવોને સાહેલી! આજ, આનન્દે રમીએ;
લાવો, લાવો બ્હેનો! પ્રીતિસુખસાજ, ઉછરંગે ભમીએ:—

રમીએ ને ભમીએ નન્દનવન આ વાડી જ્યાં ગુર્જરી ખીલી રે,
વ્હે અમિઝરણાં સંગીતધરણાં, લચી રહી ફુલવનવેલી;–
આનન્દે રમીએ. ૧

પ્રીતિનીતિનાં ગૃહકુંજોમાં, કોયલ બુલબુલ ગાય રે,
મિઠડા સુણી સુણી ટુહુરવ, ઉરરવ ભરીયું વિલીન મન થાય.–
આનન્દે રમીએ. ૨

* સારૂં સારૂંરે સુરત શહેર, મુંબાઇ અલબેલી–એ રાગ.

ભક્તિવીણા કર ધરીને કવિવરસંત કવે કલ્લોલ રે,
પ્રિય પતિના પ્રીતિભર સ્વર જ્યાં, જીવન કરે રસલોલ,-
આનન્દે રમીએ. ૩

ગગન ગજવતી, ગાનવિમાને, પતિવ્રતવેણુ વાય રે,
તે લલકારની લલનાહૃદયે પ્રણયશી મૂર્તિ સુહાય;-
આનન્દે રમીએ ૪

પતિપત્નીનાં આત્મયુગલની ગૂંથી રુડી ફુલમાળ રે,
પ્રભુપદ ધરીએ, ગાતાં ફરીએ જનનિગુણ સહુ બાળ,
આનન્દે રમીએ. ૫

આવો, આવોને સાહેલી! આજ૦



## સતી-સુન્દરી બ્હેનો!

ગરબી. *

સતી-સુન્દરી બ્હેનો! રંગ આપણ રમીએ રે,
ચાલી ધર્મનીતિપ્રીતિસંગ પ્રભુને નમીએ રે;
સખી! શીયળસુખઅભિરંગ-જીવન વહીએ રે,
આવો! આવોને સહુ મળી સંગ લ્હાવો લઇએ રે. ૧

આનન્દે ઉરસિન્ધુ જ્યાં, તરંગમાં ઉભરાય;
પ્રિયપતિ સહ જગસિન્ધુ આ પ્રીતિનૌકાથી તરાય:

એવાં ભાગ્ય તણો અધિકાર આપણ ધરીએ રે;
સતીધર્મથી જગદાધાર પ્રસન્નજ કરીએ રે;
શીળો દ્રૌપદીસત્યપ્રકાશ ઉર અજવાળે રે,
દમયન્તીપુણ્યસુવાસ પ્રભુતા ચાળે રે. ૨

* આવો આવો ને બ્હેની આજ આપણ રમીએરે—એ રાગ.

જહિં મોજાં સુખદુઃખનાં તુફાનભર અથડાય;
નરનારીનાં નાવડાં તરતાં ત્યાં ખેંચાયઃ

એવા સાગરમાં વહી સાથ સઘળું સહીએ રે,
પ્રભુ હાથ ધરન્ત અનાથ, સ્નેહે રહીએ રે;
જગમાં વહે પ્રીતિનું પૂર, સહુ ઉર માગે રે,
પતિપત્નીજીવન કયમ નૂર એનું ત્યાગે રે. ૩

સતીત્વધ્રુવનો તારલો, દંપતીનભે જણાય;
ત્હેને અનુસરતાં નકી, સિન્ધુ વિકટ તરાયઃ

કેવું તારામતીઆખ્યાન સુખકર લાગે રે,
જુવો ! સીતાનું યશગુણગાન જગ શણગારે રે;
વ્રત અનસૂયાનું સુપવિત્ર, સુન્દર દીઠું રે,
સાવિત્રી સતીનું ચરિત્ર, કેવું મીઠું રે ! ૪

શાન્તિસુકાન કરે ધરી, પતિ જહિં નાવિક થાય;
તે દંપતીની હોડીને પ્રભુજી કરે સહાય;

મ્હારી બ્હેનો ! જુવો તમ દેશ, દુઃખે રડતો રે,
વ્હાલી બ્હેનો ! જુવો તમ વેશ, પડતીમાં સડતો રે;
પ્રેમ હિન્દમાતાનો સર્વ ઘટતો ચાલે રે,
વસ્ત્રઆભૂષણનોજ ગર્વ, ચિત્તે મ્હાલે રે. ૫

નૌકા દુઃખદ પવનમાં, નબળી બની ડોલાય;
મોજાં પ્હાડ સમાં ધશી, જયાં ખાવાને ધાયઃ

એવાં તોફાન સંસારસુખ સઘળાં દાહે રે,
નહિં જ્યાં સદ્જ્ઞાનનું સુખ, દુઃખજ ત્યાંયે રે;
નહિં મન્દિરમન્દિર નિત્ય ભટકે ભાગે રે
પાપપુંજ, ત્હમારાં ચિત્ત જો અન્ય માર્ગે રે. ૬

ઓ પેલો સાગર તણો સામો તીર જણાય;
રખે ડુબે તમ નાવડું ! સાચો ઇશ સહાય:

સજી હૃદય સદા નીતિધર્મ, પતિભક્તિએ રે,
કરજો ને સુગુણ, શુભકર્મ સતીશક્તીએ રે,
આવો ! આવો ને બ્હેનો ! આજ મન્દિર-દંપતી રે, ૭
જહિં પ્રીતિદેવીનું રાજ, કુનીતિ કંપતી રે.



# જળ ભરવાને ચાલો રે!

ગરબી*

જળ ભરવાને ચાલોરે, મિઠલડાં જળ ભરવા,
ખીલ્યું યૌવન મ્હાલોરે, મધુરાં જળ ભરવા;
આજ અમુલખ લ્હાવોરે, મિઠલડાં જળ ભરવા,
ચાલો બ્હેનીઓ ! ચાલોરે, મધુરાં જળ ભરવા: ૧

તરશે તરફડતાં મરે, બ્હેનો-ભાઇ અનેક,
પાવું અમૃત ત્હેમને, એજ ધરો મન ટેક.

ધાન્ય લણવાને ચાલોરે, મિઠાં ધાન્યજ લણવા,
લીલાં ક્ષેત્રોમાં મ્હાલોરે, ખીલ્યા ધાન્યના કણ જ્યાં;
લ્યોને અનુપમ લ્હાવોરે, મધુર યૌવનભરમાં,
ચાલો સજનિઓ ! ચાલોરે, મિઠાં ધાન્યજ લણવા:

ભૂખ્યાં, ત્રાસતપ્યાં, દીસે મનુબાલક ચોપાસ;
પ્રભુની થાળ દઇ કરો; તૃપ્ત ત્હેમને ખાસ.

* ...ીય સાસુજી દેછે રે વહુજી રૂહો ઢંગે—એ રાગ.

ફુલ વીણવાને ચાલોરે, મધુર ફુલડાં વીણવા,
મીઠું યૌવન મ્હાલોરે, રુડેરાં ફુલ વીણવા;
આજ આનન્દ લ્હાડોરે, રસીલાં ફુલ વીણવા,
ચાલો સાહેલી! ચાલોરે, મીઠાં ફુલડાં વીણવા;

દુઃખ, કલેશ, ચિન્તા ભર્યું જગ રડતું લાચાર,
કરો શાન્ત, આશાભર્યા પુષ્પ તણા ધરી હાર. ૩

રસ સિંચવાને ચાલોરે મધુરો રસ સિંચવા,
યૌવનવન મ્હાલોરે, અમર ફાલ્યાં ફળ જ્યાં;
ગાનઝરણ ઝરાવોરે, લતાકુંજે લચતાં,
ચાલો સજનિઓ! ચાલોરે, મિઠલડો રસ સિંચવા;

સૂકી રસહીન બની રહી હૃદયવાડી, દેખાય,
વર્ષાવો અમિધાર ત્યાં, પ્રફુલ્લ રમણીય થાય. ૪

ગીત ઝીલવાને ચાલોરે, મધુરાં ગીત ઝીલવા,
આજ યૌવન મ્હાલોરે, પતિપ્રભુનાં ગીતમાં;
રમી રાસ લ્યો લ્હાવોરે, પ્રીતિભક્તિ ઉરમાં,
ચાલો બ્હેનીઓ! ચાલોરે, મિઠલડાં ગીત ઝીલવાઃ

નન્દન સુન્દર નન્દનો, વાયે રસીલી વેણુ,
અન્તર ઝીલી અમૃતભર્યાં રેલાવો પ્રભુકહેણ. ૫

જળ ભરવાને ચાલોરે, મિઠલડાં જળ ભરવા,
લીલું યૌવન મ્હાલોરે, રસીલાં અમિ ભરવા;
લ્યોને આનન્દલ્હાવોરે, રુડેરાં અમિ ભરવા,
ચાલો સાહેલી! ચાલોરે, મધુરાં જળ ભરવા. ૬

# ભારતી સ્ત્રીગીત.

ગરબી+

ગરબે રમવા, સાહેલી ! સાંચરો રે લોલ,
ભારતીમન્દિરચારુચોક પ્રીતિથી ફરો રે લોલ;
આવો બ્હેની ! ગીતરંગ રેલીએ રે લોલ. ૧

શરદ પુન્યમ રજનિ ખીલી, અનિલ સુરભિ મલકાય;
ચન્દ્રામુખ નન્દન, શીળી, સ્મિતલહરી લહકાય;

રમે રમા, શારદા, સોહામણી રે લોલ,
કુંકુમે જ્યાં સાથિયા પુરેલ, છે શોભા ઘણી રે લોલ;
આવો બ્હેની ! આજ રાસ ખેલીએ રે લોલ. ૨

મિઠાં ઝરણ ઝરી રહ્યાં, મધુરૂં મધુરૂં સુરગાન;
કોકિલ, બુલબુલ રસભર્યાં, દ્રવે અનુપમ તાનઃ

દેશવાડી નવલ પલ્લવે ભરી રે લોલ,
કુંજકુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષવલ્લરી રે લોલ;
આવો બ્હેની ! જનનિગાન ગાઇએ રે લોલ. ૩

ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર;
રમે સિન્ધુ, કાવેરી જ્યાં, રમ્ય નર્મદા નીર;

ગુર્જરી ને બંગસુન્દરી મળી રે લોલ,
કાશ્મિરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી, રજપુતાણીઓ રે લોલ;
આવો બ્હેની ! ઐક્યતાન વાઇએ રે લોલ. ૪

---

+ ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ—એ રાગ.

કુસુમિત લીલી લલિતા લતા–લલના તરુપતિ સંગ;
ભારતવાડી દિપાવતી, વિવિધ વર્ણ નવરંગ;

પારસી, ઇસ્લામી, આર્ય, રમણીઓ રે લોલ,
યુરોપિયન નારીઓ, ઉલ્લાસરસવિલાસિની રે લોલ;
આવો બ્હેની! હિન્દદેવી વન્દીએ રે લોલ. ૫

હીમાલયશિર ઝળકતી, નિર્મળ, એ મન આશ.–
ભિન્ન જાતિ–રીતિ તદપિ રૂહો, એક ઉર અમ વાસ;

લાવો, લાવો હ્રુદયપાત્રમાં ધરી રે લોલ,
મંગલ પ્રીતિઅર્ઘ્યે, ભક્તિ આત્મસુવાસે ભરી રે લોલ;
આવો બ્હેની! માતૃભૂમિ પૂજીયે રે લોલ. ૬



# ગોકુલલીલા.

**बन्दाबनसें बन नहिं, नन्दगामसें गाम;**
**बंसीबटसें बट नहिं, कृष्णनामसें नाम.**

## वंसीनाद.

શાર્દૂલ.

વાઈ વાંસળી, મીઠડા અભિભર્યા, સુરો અહા! શું સર્યા!
કુંજેકુંજ મચાવી ધ્વનિ મધુરી, વ્રન્દાવને વિસ્તર્યા;
રેલાયું રવપૂર, લેલીન, અબોલા શી શમી કોકિલા!
ને થંભ્યાં ધણ, ગોપ મુગ્ધ બનીયા, ઘેલી થઇ ગોપિકા. ૧

ચોપાઇ.

વ્રન્દાવન ફુલવાડી સુહાય,
યૌવનમાં મ્હાલે ઋતુરાય;

પવન સુગન્ધી, મનહર તીર,
નચવન્તો યમુનાનાં નીરઃ ૨
તરુવર મ્હોરલચ્યાં મલકાય,
કુમળાં ગીતલડાં કંઇ ગાયઃ
સિંચે શીતલ ઉષા પ્રકાશ,
સુરરવમાં રમતું આકાશ, ૩

દોહરો.

પગની આંટી ઘાલીને, કર ધરી બંસી રસાળ;
તરુડાળે ટેકવી ઉભો, એકલડો કો બાળ. ૪

ચોપાઇ.

ગિરિવરગોવર્ધનશિર આજ;
ધ્યાન તજે ઋષિ-મુનિવરરાજ,
નન્દગામ સુણી સુર મધુર,
ઘર ત્યજી, ધશી આવ્યું જનપૂરઃ ૫
પશુ, પંખી, માછલડાં લીન,
દિવ્ય ગાનમય છે જગ દીન;
પ્રણય હૃદય સહુમાં ઉભરાય,
ગીતલહર દસ દિશ છલકાય. ૬

દોહરો.

મુખે હાસ્ય મીઠું ને રમે આંખ અવનવાં તાન;
મુરલી અધર લગાવીને બાલ લવે પ્રિયગાન. ૭

ચોપાઈ.

ગોપબાલ છે વર્ણે શ્યામ,
વર્ષ બાર અંદર અભિરામ;
ભુરકી ત્હોયે એનું રૂપ
નાંખે મોહિનીજાળ અનૂપઃ ૮

જોતાં લોચનમય મન થાય,
જીવન, વિશ્વ,–બધું વિસરાય;
મન્દહાસ ઉપજાવે વ્હાલ,
તન્મય સહુને કરતો બાલ. ૯

મંદાક્રાંતા.

વહી આ માધુરી, હૃદયરવની દિવ્ય નદી જ્યાં,
ડુબ્યાં સૌયે ચિત્તો, રસબસ થઇ સૃષ્ટિ પળમાં;
ઉંડો, ધીરો, મિઠો; લલિત મૃદુ ટૌકાર સુણતાં,
સર્યાં સૌનાં ચિત્તો, વિવશ થયલાં બાલપદમાં. ૧૦

ચોપાઈ.

રમ્ય રુડેરા રાસ રમાય;
ગોપ ગોપીનાં નૃત્ય સુહાય;
રંગ રાગની રમઝટ માંહ્ય,
નવલ દાંડીયા રસ રેલાય; ૧૧
વ્રજ સઘળું ચ્હડી સુરહિન્દોલ,
ઝુલે હીંચકા કંઇ અણમોલ;
તન મન નયન લયે રસલોલ,
વનલહરે જ્યમ જળકલ્લોલ; ૧૨

દોહરો.

અભિનવ પાંદડીમાં ખીલે, પ્રતિપળ ઉર–અરવિન્દ;
બંસરી કંઠસુધા ઝરે જ્યહાં બાલ ગોવિન્દ. ૧૩

ચોપાઇ.

કુદરત મોહિની મદ ઝીલન્ત,
ધરતી અનુપમ રૂપ અનન્ત;
કુંજઅનિલ સુરસંગે સરે,
સરિતાજળલહરીપર તરે; ૧૪

વનતરુવૃન્દઘટામાં રમે,
ઘનગિરિનિરમાળે શો ભમે;
સુન્દર કિરણાવલી ગૂંથન્ત,
ઉછળે ઉરરવરંગ અનન્ત. ૧૫

દોહરો.

નન્દન સુન્દર નન્દનો, વાયે રસીલી વેણ;
અન્તર ઝીલી અમૃતભર્યાં રેલાયે પ્રીતિકહેણ. ૧૬

ચોપાઇ.

મનસદને રસવેલી ખિલેલ,
પ્રીતિપરિમલ લચતી સુખરેલ;
ઉજળાં આત્મકુસુમ મલકાય,
શાન્તિશીળાં સુરઝરણ સુહાયઃ ૧૭
મનુપ્રંખી ઉલ્લાસ ભરેલ,
પ્રભુતા, પાવનતા જ્યાં સ્હેલ;
જ્ઞાન તપોવન, શ્રદ્ધા સન્ત,
જીવન ઉજાળે મંગલ મન્ત્ર. ૧૮

મંદાક્રાંતા.

ઉંડી, ઘેરી, મનઘનગુહાનાં ઉંડાણે વહન્તો,
કૂળાં, મીઠાં, અમિ નિગળતાં પ્રેમન્હેણો ઝરન્તો;
ભક્તિભીંજ્યાં મનુહૃદય કલ્યાણકુંજે ધરન્તો,
મોંઘો ટૌકો પ્રભુમુરલીમાં ધર્મનો શો રમન્તો ! ૧૯

ૐ

# પ્રકાશ માટે પ્રાર્થના.

## મધુર, મધુર તેજ ! ( આમન્ત્રણ. )

મહીદીપ.

મધુર, મધુર તેજ ! આજ, લલિત પગલિ લાવો;
આવો, આવો પ્રણયરાજ ! હૃદય આ સુહાવો. ૧
ભેદી જીવનઘેરી રાત, ગગનઘન નિવારો;
મંગલમય સુરપ્રભાત ! રમ્ય, પ્રિય પધારો. ૨
સાયર છો રાજરાજ ! વિશ્વને વહાવો;
કિચ્ચિડકણુ અલ્પ કાજ, દયા નાથ ! લાવો. ૩
ઊંડી મનગુહા મલીન, તમઘટા વિદારો;
પુણ્યસુધાઝરણુ ! દીન અંતરે પધારો. ૪
વિષય વિષની ઝાળ છાયી, દહતી જીવનમાં, ઓ !
રંકઘેર શાન્તિદાયી પગલિ, તાત ! લાવો. ૫
જીવનબલ–આશહીન, પ્રિય ! કૃપાલ થાઓ;
પાપ–દુષ્ટતાવિલીન, બાલકકર રહાઓ; ૬
તપ્ત, શુષ્ક, જિવિત માંહ્ય, અમર મેઘ ! આવો;
પાવન કરી, હૃદયરાય ! આત્મફુલ ફુલાવો. ૭
યાચક પ્રભુનો હું નિત્ય, પ્રાણદાન લાવો;
તિમિરપંકમાંથી સત્ય જ્ઞાન દઇ છુડાવો. ૮
દેખું ના, વસો સમીપ –ભ્રાન્તિ વિષમ કાપો;
ઝાંખી કરૂં પ્રણયદીપ ! દિવ્ય નયન આપો. ૯
અન્ધ, બાલ, અબલ છેક, રંક ઉર સુહાવો;
પરમ પ્રેમકિરણુ એક પ્રભુજી ! જ્યોતિ લાવો. ૧૦
મધુર, મધુર તેજ ! આજ, લલિત, લલિત આવો;
લાવો, લાવો પ્રણય, રાજ ! જીવનમાં ઝુલાવો ! ૧૧

# હિન્દદેવીનું પૂજન.

ગરબી*

જન્મભૂમિ પૂજવાને જઇયે રે, ઓ બ્હેનીઓ!
જનનિભૂમિ પૂજવાને જઇએ.

સ્વર્ગથીય મોંઘી આ અમોલી હિન્દમૈયા,
તનમનધન અર્પી 'ધન્ય' થઇએ રે; ઓ બ્હેનીઓ! ૧

ગાજી મંગલા અનેરી માજીમન્દિરે આ,
આરતીની જ્યોત લલિત લઇએ રે; ઓ બ્હેનીઓ! ૨

સત્ય, પ્રેમ, ધર્મ, નીતિ ને પવિત્રતાનાં
પત્ર—પુષ્પ—ધૂપ ધરી રહીએ રે; ઓ બ્હેનીઓ! ૩

ચાચરમાં રમે સાધુબાલ, વીરબાલા;
માની એ પ્રસાદી વસો હૈયે રે; ઓ બ્હેનીઓ! ૪

ભક્તિનો સુવાસ, ત્યાગની મીઠાશ, શીળાં
આત્મદાન, માતુપદે ગ્રહીએ રે; ઓ બ્હેનીઓ! ૫

અરૂણરંગ, તેજ મધુર, માજીમુગટ સ્હોયાં,
ગગનપાર હૃદયગાન વહીએ રે; ઓ બ્હેનીઓ! ૬

ઘંટારવ, શંખનાદ,—ઉદયવાદ્ય વાગ્યાં,
જાગ્રતિનો સાદ બધે દઇએ રે; ઓ બ્હેનીઓ! ૭

આવો! માજીમંડપમાં બાલ વ્હાલઘેલાં!
જીવન સકળ સેવનમાં વહીએ રે; ઓ બ્હેનીઓ! ૮



* શ્યામ રંગ સમીપે ન જાવું મ્હારે આજ થકી:—એ રાગ.

# સ્મરણ.

૧

તોટક.

જગપિંજરમાં વિધિપ્રેરિત આ
દિલકોમલ પંખિ પુરાઇ રહ્યું;
જહિં સ્નેહી વિહંગ સહોદરમાં
નિજ બન્ધન, તેય ભુલાઇ ગયું!
દિસતું ક્રૂર પિંજર સુમધુરૂં,
સુરવાડી સમું હૃદયે વિલસે;
'અમિપાન અહિંજ સદૈવ કરૂં'
—પડ્યું બાલક એ મીઠી ભ્રાન્તિ વિશે!

*   *   *   *   *

૨

પ્રિય! જન્મ કંઇકનું સંચિત તે
ફળી, આપણ જીવિત એક થયાં;
ગુંથ્યું અંતરનું રૂડું ઐક્ય, અને
કુમળાં કુલરત્ન સુશીલ મળ્યાં:
વહ્યું નન્દન જીવનવ્હેણ, ઉષા
રસયૌવનની ખીલી રંગભરી;
રજનીદિન આત્મ મૃદુ વિકસ્યા,
તુજ વત્સલતા જહિં, પ્રિય! ઝરી.

૩

પ્રિય પિંજરવાસ બન્યો મુજને!
ભગિની રસિલી રમી અંતરમાં,
દ્વય બન્ધુ પરાક્રમી, પ્રેમલ, ને
સરતાં મળી સૌખ્યસરોવરમાં:

જગદંબની મૂર્તિશી માતુ થકી,
જગવંદ્ય પિતાસમ માતુલ, ને
જનનિ રૂપ કાકી–તણા ઉરથી,
અણમોલ મળ્યાં પ્રીતિપુષ્પ મ્હને.

* * * *

૪

પણ સ્વપ્ન ખરૂં દીઠું, સાંભળ્યું કે?
ઉડ્યું રમ્ય પ્રભાત, બપોર તપ્યા!
ઉરમાલિની બ્હેનડી, ઉજ્જ્વલ ને
પ્રિય બેલડી બન્ધુની; સર્વ કયહાં?!

દીનબાલ તણું દિલ છાયી રહ્યાં
મુજ પુણ્ય પવિત્ર ગુરૂજન, તે
તપજીવન આચરી સંચરિયાં;
પ્રભુમન્દિર પાવન ભાનુ સહે.

૫

તદપિ નહિં બન્ધનવિષ ખસ્યું,
મૃગવારિતટો હજી ચિત્ત ચુમે!
તુજ પ્રેમ પ્રફુલ્લિત કુંજ વસ્યું,
શિશુફુલ મૃદુલ શુ ઉર ઝુમે!
ઘનગર્જન અન્તર ભેદી રહે,
સહસા ઝબુકી વિજળીની લતા;
ખુટી કર્મવિભૂતિ: હરિચરણે
પ્રિય ને પ્રિયબાલ વદાય થયાં!

૬

પ્રિય ! શું સ્મરૂં, શું વિસરૂં ?–તમ જીવન
કેરી પરિમલ વ્યાપી ઉરે;
વીર બાલકુમાર, સુપુત્રી સુહાવન
અંતર, સૌ તુજ પન્થ સરે !
કટુ લાગતી જીંદગી, ચિત્ત સુકોમલ,
વજ્રની હેલી સહે જગની;
નકિ 'પિંજરમોહ' ટળ્યો ! પ્રીતિ નિર્મળ
જાગી, શીળી પ્રભુજીસ્મરણી;
અબ આત્મતૃષા પ્રિયસંગતિની !

* * * *

૭

' પ્રિયસંગતિની રહી આત્મતૃષા ' !
પ્રીતિગ્રન્થિ શું કાળ શિથિલ કરે ?
પરમાત્મ સુહાવતી પ્રેમપ્રભા;
અમરાવતીમાં થતી અસ્ત, ખરે ?
તુટયું બન્ધન, ત્હોય ખશી ન શકું,
લીધી પાંખ, ન ત્હોય ઉડાય, પ્રિયે !
બન્યું સેતુ દ્વિલોકનું મૃત્યુ દીઠું,
પણ કર્મની આડી દિવાલ નડે !

૮

પ્રિય પ્રાણસમાં પ્રીતિધામ બધાં !
પ્રભુ–આગંણમાં સુખમાં વિહરો;

ગતિ આત્મ તણી નિત પ્રેરી રહ્યાં,
ઉર રંક સુપન્થ સુહાવી રહોઃ

ઋષિરાજ સમાન પિતાજી તણું,
—દિલવત્સલ સૌ સ્વજનો મુજનાં,—

ગુણુમ્હાલ સ્મરૂં; અવશેષ ધરૂં
દીન જીવન જન્મભૂમિપદમાં;

જનનિભૂમિના પ્રિય સેવનમાં !



# સુન્દરીસુબોધ.

ગરબી ×

મ્હેની ! સ્નેહરંગ આનન્દે નિત્યે મ્હાલજે રે,
પતિવ્રત પાળજે રેઃ— મ્હેની !
ભારતીની પુત્રી તું રૂડી,
સહે અનુપમ દુઃખડાં, ધીરી !
તદપિ મિઠડે મુખડે તુજ સ્મિત રાખજે રે,
વિમળ પ્રીતિ ઝાંખજેરેઃ— મ્હેની ! ૧

ધર્મશાસ્ત્રની અદ્દભુત વાણી,
સર્વ પન્થમાં નીતિ પ્રમાણી,
દિવ્ય યુગ્મ તુજ પતિ–તુજ કેરૂં સુહાવજે રે,
શિયળમાં રાચજે રેઃ— મ્હેની ! ૨

અનેક લાલચ તુજને નડશે,
પ્રેમ–માર્ગમાં કંટક પડશે,

× કામણુ દીસે છે અલબેલા ત્હારી આંખમાં રે—એ રાગ.

જગદીશ્વર પર શ્રદ્ધા સાચી રાખજે રે,
તરીને તારજે રે:— બ્હેની! ૩

નિર્બળતા હૃદયેથી ઉતારી,
વિચાર ને આચાર સુધારી,
પતિઉર વિરમી સંતોષે સુખદા થજે રે,
પતિ પ્રભુ માનજે રે:— બ્હેની! ૪

માતુ આપણી ભારતી જોતી,
ખિન્નગાત્ર, આંસૂડાં લ્હોતી,
પૂર્વ સ્થિતિ આહ્‌લાદન ગઈ કયાં એની છે રે?
—અંતરમાં દહે રે:— બ્હેની! ૫

વ્હેમ, કુસંપો, કલેશ કપાવી,
ગૃહમન્દિર સુખવાડી બનાવી,
દિન નબળામાં આત્મ ઉદ્ધાર તું ધારજે રે,
ખરૂં તુજ રૂપ તે રે:— બ્હેની! ૬

મૂર્ખ રૂઢિનાં બન્ધન તોડી,
સુનીતિ, લજ્જા, સુવ્રત જોડી,
નિજ બાળક-બુદ્ધિ ને વૃત્તિ ખિલાવજે રે,
ઉદયની આશ એ રે:— બ્હેની! ૭

શોકતિમિરની જ્વાળા ત્હારા
કુટુમ્બમાં કરી શાન્ત, સૌખ્યદા,
તનમનઆત્મોદ્ધારસુધારા હાથ લે રે,
જનનિભૂમિ રક્ષજે રે:— બ્હેની! ૮

# ઉછળતા હૃદયના ઉદ્‌ગાર.

હરિગીત.

ઓ આર્ય બાલો, બાલિકાઓ ! સ્નેહભૂમિ સંચરો,
નવનવીનતા ભરપૂર જીવનસ્રોતમાં, સુખમાં વહો;
ઉરસિન્ધુની બહુરંગવીચિ ગુંજારરવમાં ગર્જતી,
સુણજો પ્રણયભર ગાન એ, આનન્દ–શાન્તિમાં ઝુલી. ૧

પ્રવૃત્તિ દુનિયાંમાં અને નિવૃત્તિસ્વપ્નાંશુ સદા,
દર્શન મધુરાં દેતી પ્રીતિદેવી વસવો ચિત્તમાં,
જહિં પ્રેમવૃષ્ટિસુધાધારે દેવદેવી ઊતરે,
મનુહૃદય ખુલતાં ઇન્દુશીલી રવિપ્રભ ઝાંખી દીયે. ૨

આનન્દદાયી જગતચાચરમાં જીવનનદ ઘૂમતા,
વ્હેતા અનર્ગળ રમ્યતા ભરપૂર સાગરઉરમાં;
ઉંચાં ઉછળતાં અબ્ધિમોજાં ગગનકુંજ પખાળતાં,
દિવ્યાત્મનાય અમોલ કંઈ કંઇ અંશને ભીંજાવતાં. ૩

... ... ... ... ...

દુઃખો તણા મેઘો ઘુઘવતા, સમિર વિપત્તિ તણા,
ઘનઘોર ઝૂઝન્તા, છતાં ઉરકણ ન લેશ ધ્રૂજાવતા;
સ્વાનન્દનન્દન, અમીમય તમ ત્યાં હૃદયની વાંસળી,
મધુ રેલતી, લલિતા નચાવી, વિશ્વ સુખભર દો કરી. ૪

પ્રેમે મહા પાપી હૃદયમાં વિમળતા ને શાન્તિની
મીઠા સરોદે લહર, એ વેણુ જગતપર વિસ્તરી;
કંઈ યુગ થકી મન્દા ત્હમારી ગાનદેવીને સ્મરી
કવિતા સુવાસિત નિર્ઝરો રેલાવજો આનન્દથી, ૫

ફૂળભર સુવર્ણ પ્રદેશ જ્યાં સંગાનસરિતાઓ સરે,
જેમાં સુદેવી પ્રકાશસૂર્યો જ્ઞાન રેલન્તાં ઝરે;
અજ્ઞાનછાયા નષ્ટ જ્યાં, વીણાવતી છે સુન્દરી,
પામો ઘણાં સૌખ્યો ત્હમે એ દિવ્યભૂમિ ઉતરી. ૬

નિઃસ્વાર્થ પ્રેમે ત્યાં સતત પરમાર્થ–કર્ત્તવ્યો કરો,
નિજ આત્મને પરમાત્મના ઉદધિતરંગોમાં રસો;
કાન્તિભરી આ જીંદગીમાં કાવ્યકુંજો રોપીને,
રસબસ કરો પ્રીતિહૃદયકુલડે વધાવી વિશ્વને. ૭



# મંગલાષ્ટક.

## (લગ્ન સમયે ગાવાનું—)

સંશોધિત નવીન (તૃતીય) આવૃત્તિ.

૧

જેના લક્ષ્ય અલક્ષ્ય રૂપ મહિં છે શાન્તિ નિવાસી રહી,
જેના દિવ્ય પ્રભાવમાં અખિલ આ સૃષ્ટિ પ્રકાશી વહી;
જે જ્ઞાતા પરમાત્મથી પ્રકટિયાં બ્રહ્માંડ, શાં ઉજ્જવલ!
તે વિશ્વેશ કૃપાલ આ વરવધુને દ્યો સદા મંગલ!

૨

જેણે વ્યોમ સુહાવિસું ઝળકતા અર્પી શશિતારક,
જ્યોતિ અદ્‌ભુત, સૂર્યમંડળ, દીધું, જે વિશ્વઉદ્ધારક;

જેની પ્રીતિ ઝરન્તી ગાન મધુરૂં અદ્વૈતનું નિર્મળ,
આપો તે સુપવિત્ર જીવન પ્રભુ ! આ યુગ્મને મંગલ !

૩

નીતિજ્ઞાન ઉરે સુતન્વી સુશીલા બાલા રૂડાં ધારતી;
શોભે ભૂષણ ભક્તિપ્રેમગુણનાં આનન્દપૂર્ણો અતિ;
દીપાવી ગૃહધર્મસેવન મીઠું સૌન્દર્ય ને દેવલ,
સૌભાગ્યે પ્રિય પ્રેમપાન કરજો : થાઓ સહુ મંગલ !

૪

શીળા દૈવી પ્રકાશમાં સુલલિતા બાલા ઉષા મ્હાલતી,
સ્નેહાળા પતિસૂર્યના હૃદયમાં ઉલ્લાસ સંચારતી;
એવાં રમ્ય અવર્ણ્ય પ્રેમલહરે હિન્દોલતાં મંજુલ,
એકાકાર જિવિત દંપતી તણાં નિત્યે બનો મંગલ !

૫

લાવે સ્મિતભર્યાં સુખો પળ કંઈ કો ગાઢ દુઃખાવલી,
સંકષ્ટો ઉર ઘોર છાય, ગગને ઘેરી ઘુમે વાદળી;
પ્રેરી અમૃતવાયુ શાન્તિમધુરો, શ્રદ્ધા તણું દો બલ,
પ્રાર્થે આ પ્રભુ ! યુગ્મનાં પ્રિયજનો,–સર્વે કરો મંગલ !

૫

સદ્ધર્મે સુનીતિપથે વિહરતાં, કાર્યો કરે ઉજળાં,
સંપત્તિસબળાં રહી સુયશ ને કલ્યાણ વાધે ઘણાં;
વાટિકા જગની મહિં યુગલ આ પ્રેમાલ ને વિમલ,
પામો સૌખ્યકુસુમની પરિમલો, રેલન્તી સુમંગલ !

૭

વૈદેહી શુભ લગ્ન નન્દન જુવે દેવાંગના, દેવતા,
દીપે અંબર સૌમ્ય હર્ષકિરણે, સંગાનનાદો થતા;
પ્રીતિભક્તિભરી પ્રભુજીવનની પેલી અમોલી પળ,
ઝીલીને સુખ-સત્ય-પુણ્યઝરણાં, સિંચો બધે મંગલ!

૮

પામો સિદ્ધિ અપાર, બુધિ સબળી, ધર્માંગણે રહો મન,
પામો સ્નેહસુગન્ધશીતલ અમીમીઠું રૂડું જીવન;
યાચીએ જગદીશ નમ્ર હૃદયે, કીર્તિ વધો ભૂતલ,
ને રહેજો નવદંપતીઉર પ્રીતિમાલા સદા મંગલ!

❦

# વિવેચન.

**મંગલ ઉપહાર:** પૃ૦. ૧

સંવત ૧૯૦૩માં અમદાવાદની **બન્ધુસમાજ** તરફથી **સુન્દરીસુબોધ** પત્રની પ્રથમ પ્રસિદ્ધિ વખતે તે પત્ર ગુર્જરવાચકવર્ગ આગળ રજુ કરતાં આ કાવ્ય રચાયેલું હતું.

**૧.** નવલું=નવું, તરત જન્મ પામેલું. ઉરસુવાસભર્યું=હૃદયની સુગંધથી, સારી વાસનાથી, ભરેલું. પ્રકાશગુંથ્યાં=તેજથી, જ્ઞાનથી, વિંટાયેલાં. પ્રીતિપલ્લવમાં=સ્નેહનાં કુમળાં પત્રોમાં. લસતું=પ્રકાશતું, આનન્દ કરતું.

તાત્પર્ય:—આ અમારૂં કોમલ નવું પત્ર રૂપી બાલક, જે અમારા હૃદયની ઉંચી ઉર્મિઓથી ભરેલું છે, જે પ્રભુએ આપેલા જ્ઞાન-તેજથી પ્રેરાયેલું છે, અને જનસમાજ તરફના સ્નેહમાંજ આનન્દ માણે છે, તેને અમે ત્હમારી સમક્ષ રજુ કરીએ છીએ.

**૨.** અભિલાષપથે=સારી આશાઓના માર્ગ તરફ. નીતિભક્તિશું=નીતિ અને ભક્તિને રસ્તે. જ્ઞાનતપોવનમાં=જ્ઞાનના કસોટી ભરેલા વિષયોમાં. આ શ્લોકમાં પત્રના ભાવિ માર્ગક્રમણના જુદા જુદા વિષયોનું સૂચન કરવામાં આવ્યું છે.

**૩.** જીવનકોકિલબાલક=અમારા જીવનરૂપી કોકિલાનું, કોયલનું, ન્હાનું બાલક; અમારા જીવનના વિચારોના મધુર ઉચ્ચાર કરતું આ બાલક પત્ર. સૂર=અવાજ. શૈશવ=બાળપણ. તદપિ=છતાં, તોપણ.

**૪.** ભગિની=બ્હેન. પંખીશિશુ=આ પત્રરૂપ પંખીનું ન્હાનું બાલક. અંતરકુંજ=હૃદયના મધુર સ્થાનમાં. રટવા=ફરીવળવા. સજવા=જોડવા, તૈયાર કરવા.

તાત્પર્ય:—હે પ્રિય બ્હેનો, ત્હમારે માટે પાળી ઉછેરેલું આ ન્હાનું પત્ર હવે ત્હમારા હાથમાં મુકીએ છીએ; તે એટલા માટે કે તે ત્હમારાં મધુર હૃદયોમાં સ્થાન કરે અને ત્હમારા ચિત્તને પ્રભુપ્રેમ સાથે જોડે.

**૫.** જનનિ=જન્મ આપનાર મા. લહે=ગણે, વિચારમાં લે. જગબાલકનાં=જગતનાં બાલકમાત્રનાં. ન્યૂનતા=ખામી, અપૂર્ણતા. પ્રણયે પ્રબલે=ઘણા

સ્નેહથી. જનનિ નવ......જગબાળકનાં=માતા કદિપણ પોતાના બ દોષને લીધેજ, અવગણના કરે નહીં; એ ન્યાયે, ત્હમે જગતનાં સ લકોનાં માતા રૂપ છો–ત્હમે સર્વ જગતનાં માતા સ્વરૂપે છો તેથી, આ બાલકની પણ સર્વ અપૂર્ણતાઓ, ત્હમારા માતૃસ્નેહના બળે, જઇ તેને ત્હમારા હૃદયે ધરો.

---

ગોપિકા. પૃષ્ઠ ૨.

આ કાવ્યમાં એક ગોપ સ્ત્રી પોતાની સખી આગળ જીવનનાં નિત્યક ભીયાન પોતાના પ્રિય ગોપની વાંસળી સાંભળી થતી પ્રેમઘેલછાનું વર્ણન

૧. ગાવડીયું=ગાયો. દુધડાં=દુધથી. નીરી=મ્હોં આગળ મુકીને. ગાયોનું ટોળું. ધેન=ગાય. આલી=સ્નેહી સખીને સંબોધનમાં વપરાતો

૨. સાથ=સંગાથ. પનઘાટ=કુવા, તળાવ, નદી વગેરે પાણી ન ઘાટ ઉપર. આનન્દગોઠડી=આનન્દની વાતો.

૩. ઠાકોરથાળ=ઠાકોરજીને માટે થાળ. મન મોજ માણે=મન : પામે. શયનસેજ લીધાં=રાત્રે સુવામાટે પથારી વીગેરેની તૈયારી કરી ગોરસ=માખણ.

૪. આ શ્લોકમાં વન્દાવનની વનશોભાનું વર્ણન છે. ખીલી=ખ નવલી=નવી, તાજી ફૂલેલી. મંજરીયું=પાંદડાંની ઝુમખીઓ. પરાગ=ફૂલોમ લી સુગન્ધી રજકણ. ઝરતી=ટપકાવતી, નીચે પડતી. નદીતીરકુંજો= કાંઠા ઉપરનાં વૃક્ષોના માંડવાઓ. વનભેદી=આખા વનમાં ફેલાઇ ગુંજ્યો=ભમરાના ગુંજારવની પેઠે તીણા સૂરથી આવ્યો.

૫. મનવેગ કંપ્યા=હૃદયના ભાવો ઉછાળા મારવા લાગ્યા. ભર લ્હેરમાં આવી જઇ. વાયે ગોપાલબાલ=ગોપાલ, ભરવાડનો પુત્ર વગાડવા લ અમી રેલતી=અમૃત જેવો મીઠો સૂર કહાડતી. સરી જાતું=ખેંચાઇ જ

૬. આ શ્લોકમાં ગોપગોપીયોના જીવનવર્ણનોમાં રહેલો વ્યં –પાછળ છુપો રહેલો વાસ્તવિક અર્થ–સ્પષ્ટ કરી તેમાં રહેલો સાર મનુ નિત્ય જીવનમાં કેવી રીતે રહેલો છે તે દર્શાવ્યું છે. વન્દાવન એ સંસાર છે, તેમાંની કુંજ, કુંજગલીઓ, આપણાં ગૃહો છે. જીંદગીનાં કર

જે, એ ગાય છે અને ફરજો બજાવવાથી મળતાં ફળ તે મીઠાં દુધ છે. ગોપીઓનું મંડળ તે સ્ત્રીપુરૂષોનું સ્નેહપૂર્ણ કુટુંબ છે, અને તેમાં પતિના ર શબ્દો એજ મોરલી છે.

૭. અનેરી=ઑર તરેહની. ચન્દા ઢળી=ચંદ્રતેજ અસ્ત થવા લાગ્યું. =વખત. જીવન ડોલતી=જીવનને ડોલાવતી, વ્યાકુળ કરતી.

---

ક ચિત્ર. પૃષ્ઠ ૪.

કોઇ એક સુન્દર સ્ત્રી વૃક્ષઘટાની છાંય નીચે બેસી, વીણા વગાડતાં, ર ગાન ગાતાં, હૃદયના ભાવો રેલાવી રહી છે, તેનું ચિત્ર આ કાવ્યમાં લેખાયેલું છે. લેખકે ચિત્રમાંની સુન્દરીના બાહ્ય સ્વરૂપે ન અટકતાં તેના તરભાવો ઉકેલ્યા છે. બ. ..વ્ય 'વસન્ત' માં પ્રસિદ્ધ થયું હતું.

૧. મન્દ મન્દ=ધીમેથી. રવ=મીઠો અવાજ. વીણાઉર-વીણાની ઉપર. લ=સ્વચ્છ. પરિમલમય=સુગંધવાળી. રમણી ઇ૦-સ્વચ્છ અને સુગંધમય મંડપની છાયા નીચે બેસી આ સુન્દરી રસિકતાથી ભરેલું અને કોમળ ગાઇ રહી છે. આ શ્લોકમાં બાહ્ય દર્શનનું આલેખન છે.

૨. જીવનવન=જીંદગી રૂપી વનમાં. આ અનુપ્રાસનું દૃષ્ટાન્ત છે. કલ- લ=કોયલનો મધુર અવાજ. આ સમાસમાં શબ્દોનો ક્રમ ઉલટાવાયો છે. ાય=આનન્દ ભર્યો સરે છે. મૃદુલ=કોમળ. સરિગમ=મધુર સશાસ્ત્ર ગાયન; તશાસ્ત્રમાં ગાનના સાત સૂરો સા રિ ગ મ પ ધ ની એ સૂચક અક્ષરોથી ખવામાં આવે છે. તે ઉપરથી જેમાં એ સૂરોનું મધુર સંમેલન થતું એવા સંગીતને કોઇકવાર 'સારીગમ' એ શબ્દથી સૂચવવામાં આવે છે. માત્રાના મેળને ખાતર 'સારીગમ'ને ટુંકાવી 'સરિગમ' કરવું પડ્યું છે. ય=ચોતરફ ફેલાઇ રહે છે. સુરગન્ધ સુગન્ધ=દિવ્ય ગન્ધના જેવી સુવાસ. પ=સારી રીતે પ્રસરી રહે છે. લળી=આ શબ્દ અહીં ઉભરાઇના અર્થમાં ચો હોય એમ જણાય છે. ઉર્મિ=હૃદયની લાગણી. લહકાય=બ્હાર દ્ર- ન થાય છે.

તાત્પર્ય:—અરણ્યમાં રેલાતા કોયલના રવની પેઠે આ સુન્દરીના જી- રૂપી બગીચામાં તેનું સુન્દર મધુર સંગીત ઉભરાઇ રહ્યું છે, તેના સ્વર સુંદરતાની સુવાસ પણ આસપાસ પ્રસરી રહી છે, અને તેના હૃદયની

મનોહર લાગણીઓ ઉછાળા મારતી આવીર્ભાવ પામે છે, ત્ય્હાર સ્પષ્ટ જણાઇ આવે છે.

૩. પ્રણયરવો=સ્નેહથી પ્રેરાતા અવાજ. સ્મરણઝરણશું=કાંઇ યાદ આવતા વિચારોના પ્રવાહમાં. અનિલ=પવન. ગાનવિલીન=ગાનમાં ગરકાવ થઇ ગયેલો. અમીદ્રવ=અમૃતનું દ્રવવું. ચંદ્રાય અમીદ્રવ=ચંદ્ર પણ અમૃત દ્રવે છે. આત્મ=આત્માને. છાય=વીંટી દે છે.

તાત્પર્ય:—આ સુન્દર સ્ત્રીના મુખદર્શનથી જણાય છે કે તેના હૃદયમાં સ્નેહની પ્રેરણાના કાંઇક શબ્દો રમી રહ્યા છે; અને તે કોઇ પ્રિયજનના સ્મરણના વિચારોથી આનન્દિત બની રહી છે. તેના ગાનમાં તલ્લીન થયેલો પવન, તેમજ તેની મધુરતામાં ઉમેરો કરતી ચંદ્રા તેના આત્માને રસિકતામાં છાઇ-વિંટાળી મુકે છે.



**એક મહાત્માનું સ્મરણ.** પૃષ્ઠ ૫.

આ કાવ્ય "કાબરાજી સ્મૃતિ" માટે લગભગ ૧૯૦૩-૦૪ માં લખાયલું હતું. ત્હેમાં એક મહાન દેશપ્રેમી સજ્જનની જીવનરેખાનું આલેખન થયેલું છે.

૧. નેને=નયનથી, આંખોથી. સિંચ્યું અમી=અમૃતના જેવી મીઠી અસર ફેલાવી. વેણ વાઇ=વાણી વાપરીને. ભેદ્યાં=વિદાર્યાં, ખસેડી નાંખ્યાં. વાક્યસંબંધ એવો છે કે, વેણ વાઇને તિમિરો અને અન્તરો ભેદ્યાં. જીવનતિમિરો=જીંદગીને ઘેરતા અંધકારો. અન્તરો દુઃખછાયી=દુઃખથી છવાઇ-વીંટાઇ રહેલાં હૃદયો. અન્તરો......ભેદ્યાં=અન્તરોની દુઃખની છાયાઓ-આવરણો દૂર કર્યાં. શીળી=શીતળતા ઉત્પન્ન કરે એવી. પ્રણયલહરી=સ્નેહની લાગણી. ઉરકુંજે=તે મહાત્માના હૃદયના સુન્દર સ્થાનમાં. સુહાતી=શોભી રહેલી; લહરીનું વિશેષણ છે. રેલે=પ્રસરાતી હતી; એનો કર્તા પ્રણયલહરી છે. લાલિત્ય=મનોહરતા. દ્યુતિઝરણિય=પ્રકાશનું, જ્ઞાનનું, ઝરણ. કલ્લોલ ગાતી=આનન્દ ફેલાવતી; ઝરણિનું વિશેષણ છે.

તાત્પર્ય:-આ મહાત્મા મીઠી નજરથી ચોતરફ અમૃત જેવી અસર કરતા હતા; મધુર વાણીથી અનેક જનોનાં અંધકાર તથા તેમના હૃદયોનાં દુઃખ

દૂર કરતા હતા; તથા તેમના જ્ઞાન અને આનન્દથી ભરેલા અન્તઃકરણની મનોહર સુન્દરતા સ્નેહવડે સર્વત્ર પ્રસારી રહેતા હતા.

૨. જગતઝૂલડે=જગતના હીંચકા ઉપર. આશભીતિ=આશાઓ અને ભયો. અનેરાં=ઓર તરેહનાં. ઝુલ્યાં ઇ.=જેના સંસારમાં આશાનિરાશા આનન્દ ભય ઇ. અનુભવો અવાર નવાર આવતા જતા હતા. ઝીલ્યાં=ગાળ્યાં; એનો કર્તા મહાત્મા અધ્યહાર છે. રજનીવસનો=કાળાં વસ્ત્રો. પાપભીનાં=પાપના પ્રવાહથી ભીંજાએલાં. સૌજન્યે=સુજનતાથી. મનુજ=મનુભગવાનથી જન્મ પામેલાં મનુષ્યો. દુઃખદઝ્યાં=દુઃખથી બળતાં. પ્હેર્યાં ઈ.=જે બીજાઓનાં પાપ અને દુઃખોનો ભાર પોતાને માથે આનન્દથી લેઇ લેતા હતા, અને સૌજન્યે ઇ.=જે પીડાતાં મનુષ્યોનાં સંકટો પોતાની સુજનતા અને સ્નેહથી નીવારતા હતા. પ્રીતિકુંડે હૃદેના=હૃદયના પ્રીતિરૂપી કુંડમાં.

૩. યાત્રા=પ્રયાણ, વ્હેવાનું કાર્ય. સરિતા=નદી. સિન્ધુઅંકે=સમુદ્રને ખોળે. પળાય=જાય, મળીજાય. સન્ધ્યાચુમ્બ્યા=સંન્ધ્યાકાળ સાથે મળેલા, અસ્ત પામતા. શાન્ત થાય=વિરામ પામે, પુરી થાય. ફાલી ઇ. =પોતાની ભાવનાઓ રૂપી પુષ્પવાટિકા સંપૂર્ણ રીતે ખીલી રહી છે ત્હેવે સમયે ( અથવા બીજા અર્થમાં લઇએ તો-પુત્ર પૌત્રાદિક સંતતિ અભિવૃદ્ધિ પામ્યા પછી). તેય કાળે=તેવા પ્રસંગોની પેઠે. સન્તો=સન્ત પુરૂષો. સૂરભૂમિપથના પ્રયાણો=દેવલોક તરફનાં ગમનો, સ્વર્ગગમનો. સોહ્યલાં=સારાં, શુભસૂચક. વિશ્વ ભાળે= જગતને લાગે છે.

તાત્પર્ય:—જગતમાં સારી સુન્દર ઉપયોગી વસ્તુઓની હયાતિ પુરી થાય એ સાધારણ રીતે તો અનિષ્ટ જ મનાય, પરંતુ કેટલીક વસ્તુઓ અને પ્રસંગો એવાં હોય છે કે તેમનાં અસ્તિત્વ બંધ થતાં કાંઇક ઓર તરેહનાં આહ્લાદક સ્વરૂપો જન્મ પામે છે, અને તેથી તેમના અન્ત સમયો દુઃખરૂપને બદલે સોહામણા લાગે છે. નદીનો સમુદ્ર સાથેનો સંગમ, સૂર્ય અસ્ત થતાં સંધ્યાનુ દર્શન ઇત્યાદિ વસ્તુઓ ગત સ્થિતિઓના શોકની સાથેજ નવિન સ્વરૂપો માટેના, તેનાથી મળવાના નવીન સુખોને લીધે, ધીમા શીળા આનન્દ સ્ફુરાવે છે; તેવીજ રીતે આવા મહાત્માનાં પાર્થિવ અવસાન આપણા શોકને વિસરાવી તેમના પરમપદ પામ્યા માટેના આનન્દથી તથા તેમની પાછળ મૂકેલી પ્રભાવશાલી અસરોથી જાગ્રત રહેતી આશાઓ આપણને કાંઈક જુદોજ ઉત્સાહ આપે છે.

૪. ઉડયું=ચાલ્યું ગયું, પુરૂં થયું. સલૂણું=મીઠાશ વાળું. તદપિ=છતાંપણ. ખેલે=પ્રસરી રહે છે. પ્રીતિ-પ્રભુતા=પ્રેમ અને ઇશ્વરપરાયણતા. અમરકિરણની=અમર રહે એવા પાછળ રહેતા સંસ્કારોની. ઝાંખી=દર્શન. મંજુલ=સુન્દર.

---

**મેઘનાદ.** પૃષ ૬.

કોઇએક એકાન્ત સુકા ખંડેરમાં એક સુન્દર યુવતી દીનતામાં ગરકાવ થઇ ગયેલી સૂતી છે, તેવામાં એકાએક ગાજવીજ સાથે વરસાદ આવે છે, તેને લીધે આ સુન્દરી જાગ્રત થઇ આનન્દથી પ્રફુલ્લ બને છે; આનું આમાં ઘણું સુન્દર વર્ણન છે. સને ૧૯૦૮-૦૯ માં 'મેઘનાદ' નામના એક નવીન પ્રકટ થતા માસિકમાં આ કાવ્ય પ્રસિદ્ધ થયું હતું.

સ્વદેશના ઉદય સમયનું પણ આ એક મનોહર ચિત્ર ગણી શકાય. લયગ્રસ્ત ભારતના અંધકારથી છવાયલા ચોકમાં શોકગ્રસ્ત હિન્દ દેવી તી છે, તે ઉદયનો મેઘનાદ સાંભળીને નવીન બળ આપતી વર્ષામાં સચેતન થાય છે.

૧. છાયી=છવાઇ રહેલી. નભઘનઘટા=આકાશમાં વાદળાંનો ભરાવો. ઘેરી, અંધારી એ ઘટાનાં વિશેષણો છે. ઝૂરે=નિરાશાથી દુ:ખી થાય છે. રસબળહીણી=રસાળતા ઉત્પન્ન કરવાની શક્તિ વિનાની. ઝાંખી=સૂકી હોવાથી ભૂખરી દેખાતી. પ્રલયચુંબિયાં=નાશથી સ્પર્શાયેલાં, ખંડેર હાલતમાં આવી પડેલાં. કૂંજમન્દિર=વૃક્ષની સુન્દર ઘટાઓ અને મકાનો. વાહી ઇ૦=જ્યાંથી વનની સુન્દરતા જતી રહી છે. વિષમ તૃણ=સૂકાં ઘાસ. ભરેલાં-કુંજમન્દિરોનું વિશેષણ છે.

૨. સદનપથમાં=પોતાના ઘર તરફના માર્ગમાં. દૈન્યમૂર્તિ=દીનતાની, દુ:ખમયતાની, સાક્ષાત્ મૂર્તિ હોય તેવી. લૂછે=કોરી કરે છે, અથવા આધી લે છે. અલક=વાળ. નેન આંસુ=આંખમાંથી ટપકતાં આંસુ. ક્લાન્તિસૂકું=શોક અને થાકથી સૂકાઇ ગયેલું. વિહોણી=વગરની. અપૂજ=કોઇની પણ પૂજા, સદ્ભાવ મેળવવા ન પામતી. તરંગે=વૃત્તિઓથી, ઉર્મીઓથી. જીવનના ઇ૦= જેના જીવનની સર્વે ઉંચી ઉર્મીઓ, આશાઅભિલાષાઓ, ઉડી ગઇ છે; જે

કોઇનો પણ સદ્‌ભાવ ન પામતાં જીવનમાં માત્ર નિરાશા અને નીરસતાજ અનુભવે છે.

૩. વ્યોમ=આકાશ. નાદ=ગર્જના. ધૂળધૂસર=ધૂળના રંગથી ભૂખરાં થયેલાં. ગાઢ ઇ૦=જાણેકે ભારે ધરતીકંપ થતા હોય તેવા જણાયા. વીજો= વીજળીઓ. ઝુલી વીજો=વીજળીની એક ક્ષણે એક સ્થાને અને બીજી ક્ષણે બીજે સ્થાને દર્શન દેવાની ક્રિયાને 'ઝુલી' શબ્દથી ઘણી યુક્ત ઉપમા અપાઇ છે. કરાળી=ભયંકર. જળસ્તંભ=પાણી ભરેલા થાંભલા, વાદળાં. નભભૂમિ ઇ૦=આકાશને પૃથ્વી ઉપર ટકાવી રાખતા સ્તંભ હોય તેમ દેખાવા લાગ્યા. આ કલ્પનાપૂર્ણ ઉપમા સુન્દર છતાં યુક્ત લાગતી નથી. નવીન બળભીની= નવા આવેલા ઉત્સાહથી પ્રેરાયેલી. ને જાગી ઇ૦=તેવામાં મેઘની ગર્જના થતાંજ, આ યુવાન સુન્દરી પ્રથમ ભયથી બ્હેબાકળી થઇ જાગી ઉઠી, પણ પછી ચોતરફ ફેલાયેલી શુષ્કતાને ભૂસી નાંખનાર જળધારાની શીતળતા અનુભવી નવીન ઉત્સાહમાં ન્હાતી હોય એવી જણાઇ. મેઘ ગર્જ્યા=જે વખતે મેઘની ગર્જના થઇ તે વખતે.

૪. લીલી ઇ૦=આસપાસની વસ્તુસ્થિતિ બદલાઇ ગઇ, અને "વાહી જ્યાંથી વનશ્રી" હતી, તે સ્થળે લીલી કુંજો, મધુરાં ઝરણો, અને પ્રીતિ· સોહ્યાં–પરસ્પરના પ્રેમથી શોભી રહેતાં–પંખીઓના દર્શનથી આનન્દ પ્રસરી રહ્યો. દેવી! મોઘાં ઇ૦=હે સુન્દરી દેવી! મૈયા! જે આવું શુષ્કતાને નિવારી ઉત્સાહ ખીલવવાનું કાર્ય મેઘનાદે, વૃષ્ટિએ, કર્યું, તેવુંજ શાન્તિ અને ઉત્સાહપ્રેરક કાર્ય ત્હમારાં મોંઘાં અનેરાં અને મીઠાં સ્મિતભર્યાં વદન કરે એમ છે એમ, લેખક કહે છે કે, અમને જણાયું. મોંઘાં=ભાગ્યેજ મળી આવતાં. મેઘનાદોશું=મેઘની ગર્જના જેવાં.

આ કાવ્યમાંનાં "ઝૂરે વ્હીલી રસબળહીણી ભૂમિ" "પ્રલંયચુમિયાં" "વાહી જ્યાંથી વનશ્રી" "નેનઆંસુ ઝીલન્તી," "ઝુલી વીજો" "નભભૂમિ ધરન્તા જળસ્તંભ ઉભા" ઇત્યાદિ વાકયપદો સુન્દર આહ્‌લાદક અને કવિતાની ઉચ્ચ પ્રતિભાથી પૂર્ણ છે એમ રસિક વાચકોને સમજાયા વિના રહેશે નહી.

**સ્વદેશધર્મ.** પૃષ્ઠ ૭.

લેખક મથાળે જણાવે છે તે પ્રમાણે હિંદવાસીઓના સ્વદેશધર્મનાં અમુક સૂત્રવાક્યોનો આ કાવ્યમય અનુવાદ છે. તેમાં દેશજનોનાં કર્તવ્યો, આશયો, અભિલાષાઓ, સ્વદેશાભિમાન ઇ૦ ઉચ્ચ ભાવનાઓનાં ઘણાં, મનોહર અને આવશ્યક સિદ્ધાન્તોનું વ્યાખ્યાન છે. અમદાવાદમાં કેટલાક સમય ઉપર "ઉદ્‌બોધન" નામે પ્રસિદ્ધ થતા માસિકમાં આ કાવ્ય પ્રેકટ થયું હતું.

૨. ભૂમિ અજય્યશું=જીતિ શકાય નહીં એવી ભૂમિમાં. ઉછરંગ=ઉછાળા. સુહાવન=શોભાવનાર,-ના કરતાં પણ ચઢે એવા. પ્રત્યેક કણે પાવનકારી=જેનો દરેક અંશ-રજકણ જેટલો ભાગ-પણ પાવન કરે એવો છે તેવી.

૩. પ્રાચીન=પૂર્વ કાળનાં. તનુજ=સંતાનો. ભસ્મ જીવન=ગત અવસ્થાનું અવશેષ-બાકી રહેલું સ્મરણ એ મ્હને જીવન, જીવાડનાર, જીવનના આધાર રૂપ, છે. સકળ વર્ણના=સર્વ જાતિ અને વર્ગના. હીન્દી ઐક્યે=હીન્દવાસીઓની એકતામાં. બન્ધુ=એકજ જનનિથી પામેલા જન્મના બન્ધનથી બંધાયેલાં ભાંડુઓ.

૪. દુનિયા ઇ૦=આખી દુનિઆ સાથે અમારૂં સગપણ-સમભાવ છે, છતાં અમારૂં પ્રજાત્વ અમને તેથી પણ વધારે વ્હાલું છે. સોનેરી ભૂત=સોનાની પેઠે ચળકતા ભૂતકાળ. Golden Past નું ભાષાન્તર છે. તેજસ્વી ભાવિ=અગાઉથી તેજ આપી આશા અને ઉન્નતિ [illegible]ળ દર્શન કરાવતો ભવિષ્યકાળ; Brilliant Future. વીર્ય=[illegible] ત્યાગ=અન્યના હિતને ખાતર પોતાની કહેવાતી વસ્તુઓનો ત્યાગ [illegible]વૃત્તિ.

૫. ભારતીમાં=ભારત દેશના સંબંધમાં એકજ કર્ત[illegible]ના:

ction on Thera-
: compiled by
by Caraka, the
r entitled 'The
Paraplegia' not
ame as restored
eted.

•।

याय अट्ठाईसवाँ

XVIII

। व्याख्यास्यामः ॥१॥
ात्रेयः ॥२॥

व आगे, वातव्याधि-
ह्रत' નામના અધ્યા-
; अध्यायका, व्याख्या-
न करेंगे ॥१॥

त, आत्रेयः આત્રેયે
नीचे પ્રમાણે જ इस
કહેલું છે कहा है ॥२॥

expound the
Therapeutics of

the worshipful

शरीरिणाम् ।
च्च कीर्तितः ॥३॥



शरीरिणाम् શરીરીઓનો प्राणियोंका,
धाता है, वायुः વાયુ वायु, इदम् આ
विश्वम् सर्वं विश्व છે सब विश्व है,
वायुने और वायु, प्रभुः પ્રભુ प्रभु, कीर्ति
આવ્યો છે कहा गया है ॥३॥

3. Vayu is life and vita
is the supporter of all embod
Vayu is verily the whole un
Vayu is the Lord of all. Th
extolled.

अव्याहतगतिर्यस्य स्थानस्थः प्रकृतौ
वायुः स्यात्सोऽधिकं जीवेद्वीतरोगः स

यस्य वायुः જેનો વાયુ जिसका व
गतिः અવ્યાહત ગતિવાળો હોય अव्या
स्थानस्थः પોતાના સ્થાનમાં સ્થિત હોય
स्थित हो. प्रकृतौ અને પ્રકૃતિમાં और
स्थितः रहो स्थित, स्यात् હોય हो,
अधिकम् લાંબો વખત लम्बे समय
નીરોગી રહી नीरोगी होकर, शतम् स
सौ वर्षतक, जीवेत् જીવે છે जीता है ॥

4. The man, in whose
vata is unimpeded in its c——
lies in its normal habitat and is in its
normal condition, lives longer than
even a hundred years fully free from
disease.

वायोः पञ्च भेदाः तेषां स्थानानि कर्म च—

प्राणोदानसमानाख्यव्यानापानैः स पञ्चधा ।
देहं तन्त्रयते सम्यक् स्थानेष्वव्याहतश्चरन् ॥५॥

सः ते, वायु वायु; प्राण-उदान- પ્રાણ, ઉદાન प्राण,
उदान, समानाख्य- સમાન, समान, व्यान- વ્યાન व्यान,
अपानैः અને અપાન और अपान, पञ्चधा એ પાંચ
ભેદોથી इन पांच भेदसे, स्थानेषु પોતાનાં સ્થાનોમાં

સર્વ જનોમાં એકઅંશી સમગ્ર પ્રજા હોવાપણાની ભાવના નિરંતર રાખ-
વાનું એક કર્તવ્ય અમારે શીર છે. સેવન=સેવા કરવાનું કાર્ય. સર્વસ્વજ–
પોતાનું જે કાંઇ ગણીએ તે બધું. જીવનપ્રાણ મુજ=મ્હારા જીવનના પ્રાણરૂપ.

---

**વૈ. અ. સૌ. કપિલબ્હેનને.** પૃષ્ઠ ૮

અ. સૌ. કપિલબ્હેન એ ભાઇ રામમોહનરાયનાં સગાં ન્હાનાં બ્હેન
હતાં. બંને વચ્ચે વયનું અન્તર થોડું હોવાથી તેમ તેઓ સાથેજ ઉછરેલાં
અને બાલપણના સર્વ આનન્દો સાથે જ માણેલાં હોવાથી, તેઓ વચ્ચે
ઘણો ગાઢ સ્નેહ હતો. તે બ્હેન ક્ષયની લાંબી માંદગી ભોગવી સને
૧૯૦૩માં વૈકુંઠવાસી થયાં, તેમના સ્મરણમાં ભાઇ રામમોહનરાયે પોતે
લખેલી "યોગિની" નું સ્નેહ–સમર્પણ કરતાં આ કાવ્ય રચાયેલું છે.

૧. ઉરપાન કર્યું=(૧) ધાવણ લીધું; (૨) હૃદયના સુન્દર ભાવો
ગ્રહણ કર્યા. યુગલમાં=જોડે, સાથેજ. વત્સલતા=માતપિતાનો બાલકો પ્રત્યેનો
સ્નેહ. સંગ=સંગમાં, સાથે. પ્રણયજીવન=પરસ્પરના સ્નેહથી ગુંથાયેલું બંનેનું
એકઠું જીવન. ક્ષણુરંગમાં=ક્ષણિક સમયના આનન્દ માટે.

ભાવાર્થ:—બાલપણમાં ઉમંગભેર આનન્દમાં ગાળેલું એકત્ર સ્નેહજીવન
થોડાક જ વખત પછી અન્ત પામ્યું.

૨. જનનિ અંતરના=માતાના હૃદયના. અભિલાષની=ઉંચી સુખરૂપ
આશાઉમેદોની. સુરવાડી=દેવોનો બગીચો, સ્વર્ગના જેવું સુખનું સ્થાન. અ-
ચેતન=ચેતના, સુખમય જીવન, વગરની.

રા. રામમોહનરાયનુ કુટુંબ, ત્રણ ભાઇઓ
ચાર ભાંડુઓનું બનેલું હતું. આ ભાંડુઓનું ગાઢ પ્રી
કુટુંબ સૌ. કપિલબાના જીવનપર્યંત સુખાનન્દ માણતું
હતું, તેનાં ઘણાંક અંગો આ પુણ્યપનોતાં બ્હેનના અવસ
સમયમાં, એક પછી એક, કાળબળને વશ થતાં ગયાં. હાલ
તું એકજ વૃક્ષ, લેખક પોતેજ, હયાત છે, અને તે પણ પે
ખીલતી આશાભરી બે પુષ્પકળીઓ ખરતી જોવા હતભાગ
હૃદયવેદનાનો આવીર્ભાવ "સુરવાડી સુકાઇ તે બની અચેતન'

અમુક સૂત્રવાકયોનો આ કાવ્યમય અનુવાદ છે. તેમાં દેશજનોનાં કર્તવ્યો, આશયો, અભિલાષાઓ, સ્વદેશાભિમાન ઇ૦ ઉચ્ચ ભાવનાઓનાં ઘણાં, મનોહર અને આવશ્યક સિદ્ધાન્તોનું વ્યાખ્યાન છે. અમદાવાદમાં કેટલાક સમય ઉપર "ઉદ્બોધન" નામે પ્રસિદ્ધ થતા માસિકમાં આ કાવ્ય પ્રકટ થયું હતું.

૧. અભેદ્ય=જેમાં ભેદ, વિભાગ, જુદાપણું ન પાડી શકાય તેવી. શ્રદ્ધા=આગ્રહપૂર્વક વિશ્વાસ, ખાતરી; ઉચ્ચાભિલાષના ભાવમાં આ શબ્દ વપરાયેલો છે. ભારતી પ્રિય મૈયા=ભારતદેશ માતા સમાન છે, એટલે તેના નિવાસીઓ એકજ માતાના બાલકો હોવાથી સંબંધીઓ, ભાંડુઓ છે; હિન્દદેશવાસીઓ વિરોધી તત્વોના માત્ર સમૂહ રૂપજ છે, તેમાં સંયોજક સાંકળ કાંઇજ છે નહીં, એવા આપવામાં આવતા અપવાદોની વિરૂદ્ધ આ ઉત્તર છે. ઉપદેશપુરાણ=પ્રાચીન જ્ઞાન. સંતતિ સંતવીરો=સંતતિ જેમાં સંત અને વીર પુરૂષો દીપી રહેલા છે.

૨. ભૂમિ અજય્યશું=જીતિ શકાય નહીં એવી ભૂમિમાં. ઉછરંગ=ઉછાળા. સુહાવન=શોભાવનાર,—ના કરતાં પણ ચઢે એવા. પ્રત્યેક કણે પાવનકારી=જેનો દરેક અંશ—રજકણ જેટલો ભાગ—પણ પાવન કરે એવો છે તેવી.

૩. પ્રાચીન=પૂર્વ કાળનાં. તનુજ=સંતાનો. ભસ્મ જીવન=ગત અવસ્થાનું અવશેષ—બાકી રહેલું સ્મરણ એ મ્હને જીવન, જીવાડનાર, જીવનના આધાર રૂપ, છે. સકળ વર્ણના=સર્વ જાતિ અને વર્ગના. હીન્દી ઐકયે=હીન્દવાસીઓની એકતામાં. બન્ધુ=એકજ જનનિથી પામેલા જન્મના બન્ધનથી બંધાયેલાં ભાંડુઓ.

૪. દુનિયા ઇ૦=આખી દુનિઆ સાથે અમારૂં સગપણ—સમભાવ છે, છતાં અમારૂં પ્રજાત્વ અમને તેથી પણ વધારે વ્હાલું છે. સોનેરી ભૂત=સોનાની પેઠે ચળકતા ભૂતકાળ. Golden Past નું ભાષાન્તર છે. તેજસ્વી ભાવિ=અગાઉથી તેજ આપી આશા અને ઉન્નતિનું ઉજ્જ્વળ દર્શન કરાવતો ભવિષ્યકાળ; Brilliant Future. વીર્ય=શૂરવીરતા. ત્યાગ=અન્યના હિતને ખાતર પોતાની કહેવાતી વસ્તુઓનો ત્યાગ કરવાની વૃત્તિ.

૫. ભારતીમાં=ભારત દેશના સંબંધમાં એકજ કર્તવ્ય—પ્રજાત્વભાવના=

સર્વ જનોમાં એકઅંશી સમગ્ર પ્રજા હોવાપણાની ભાવના નિરંતર રાખ-
વાનું એક કર્તવ્ય અમારે શીર છે. સેવન=સેવા કરવાનું કાર્ય. સર્વસ્વજ-
પોતાનું જે કાંઇ ગણીએ તે બધું. જીવનપ્રાણ મુજ=મ્હારા જીવનના પ્રાણરૂપ.

---

## વૈ. અ. સૌ. કપિલબ્હેનને. પૃષ્ઠ ૮

અ. સૌ. કપિલબ્હેન એ ભાઇ રામમોહનરાયનાં સગાં ન્હાનાં બ્હેન હતાં. બંને વચ્ચે વયનું અન્તર થોડું હોવાથી તેમ તેઓ સાથેજ ઉછરેલાં અને બાલપણના સર્વ આનન્દો સાથે જ માણેલાં હોવાથી, તેઓ વચ્ચે ઘણો ગાઢ સ્નેહ હતો. તે બ્હેન ક્ષયની લાંબી માંદગી ભોગવી સને ૧૯૦૩માં વૈકુંઠવાસી થયાં, તેમના સ્મરણમાં ભાઇ રામમોહનરાયે પોતે લખેલી "યોગિની" નું સ્નેહ–સમર્પણ કરતાં આ કાવ્ય રચાયેલું છે.

૧. ઉરપાન કર્યું=( ૧ ) ધાવણ લીધું; ( ૨ ) હૃદયના સુન્દર ભાવો ગૃહણ કર્યા. યુગલમાં=જોડે, સાથેજ. વત્સલતા=માતપિતાનો બાલકો પ્રત્યેનો સ્નેહ. સંગ=સંગમાં, સાથે. પ્રણયજીવન=પરસ્પરના સ્નેહથી ગુંથાયેલું બંનેનું એકઠું જીવન. ક્ષણરંગમાં=ક્ષણિક સમયના આનન્દ માટે.

ભાવાર્થ:—બાલપણમાં ઉમંગભેર આનન્દમાં ગાળેલું એકત્ર સ્નેહજીવન થોડાક જ વખત પછી અન્ત પામ્યું.

૨. જનનિ અંતરના=માતાના હૃદયના. અભિલાષની=ઉંચી સુખરૂપ આશાઉમેદોની. સુરવાડી=દેવોનો બગીચો, સ્વર્ગના જેવું સુખનું સ્થાન. અ-ચેતન=ચેતના, સુખમય જીવન, વગરની.

રા. રામમોહનરાયનુ કુટુંબ, ત્રણ ભાઇઓ અને એક બ્હેન, એમ ચાર ભાંડુઓનું બનેલું હતું. આ ભાંડુઓનું ગાઢ પ્રીતિથી સંકાળાએલું જે કુટુંબ સૌ. કપિલબાના જીવનપર્યંત સુખાનન્દ માણતું અવિચ્છિન્ન વહે જતું હતું, તેનાં ઘણાંક અંગો આ પુણ્યપનોતાં બ્હેનના અવસાન પછી થોડાકજ સમયમાં, એક પછી એક, કાળબળને વશ થતાં ગયાં. હાલ તે "સુરવાડી" નું એકજ વૃક્ષ, લેખક પોતેજ, હયાત છે, અને તે પણ પોતાની સુકોમળ ખીલતી આશાભરી બે પુષ્પકળીઓ ખરતી જોવા હતભાગ્ય છે. આ જ હૃદયવેદનાનો આવીર્ભાવ "સુરવાડી સુકાઇ તે બની અચેતન" માં તાદૃશ્ય

થાય છે. આનો સવિશેષ ઉલ્લેખ આ લેખકના છેલ્લા **"સ્મરણ"** નામના કાવ્યમાં જોવામાં આવશે.

ત્હોય સુગન્ધી છે=છતાં તેમનાં અલ્પ જીવનોનાં પ્રીતિભર્યાં સ્મરણોની સુગન્ધ હજી પરમાતી રહી છે.

૩. સુવાસિની=સારી વાસભરી સુન્દર અને ઉચ્ચ ભાવનાઓની અસર.

૪. મનુજજીવનચિત્ર=મનુષ્યજીવનનાં સ્વરૂપો. સુરભિ=સુગંધી. વિમલ= વિશુદ્ધ, નિર્મળ. ઉરપુલે=હૃદય રૂપી ફૂલોથી. ગુંથી=ગુંથેલી. સ્મૃતિસુન્દર= સ્મરણોથી સુન્દર બનેલી. મંજરી=કલગી.

તાત્પર્યઃ—આ જગતમાં કંઈક અનેક અણમૂલાં ઉચ્ચ પ્રતિનાં મનુષ્યો મળી આવે છે, તેમનાં વિશુદ્ધ અંતઃકરણોના સ્મરણસંસ્કારની વાસનાની મંજરી હું ત્હારા સ્મરણપ્રસંગે ત્હને સમર્પું છું.

---

## વૈ. અ. સૌ. મ્હોટીબાને-સમર્પણ. પૃષ્ઠ. ૯

અ. સૌ. મ્હોટીબા બન્ધુસમાજના એક બન્ધુ રા. ભોગીન્દ્રરાવ રતનલાલનાં માતુશ્રી હતાં. તેમનું નામ મકનીબેન હતું, પણ તેમના સંતાનોની પેઠે અમે પણ તેમને મ્હોટીબા કહેતા હતા. તેઓ સ્વભાવે હમેશાં આનન્દી, વ્હાલસોયાં અને વાચાળ હતાં. તેમનું હૃદય ઘણુંજ કોમળ, પ્રેમાળ અને નિખાલસ હતું. અમારા તરફ તેમની પોતાના પુત્ર જેટલી મમતા હતી; ખરૂં જોતાં અમને ભિન્નભાવનો, તેમના સંતાનો ન હોવાનો, કદીપણ અનુભવ થતોજ નહીં, અને કાંઇક દૈવી પ્રભાવે અમારાં હૃદય પણ તેમના તરફ જનનીભાવથીજ આકર્ષાતાં હતાં. તેઓ હમેશાં અમને, અને તેમાં પણ એકઠી મળેલી આખી સમાજને, જોઇને એક માતા પોતાનો સર્વ વાડી-વિસ્તાર મ્હોં આગળ એકત્ર જોઇને થાય, તેવાં હર્ષઘેલાં થતાં. અમે તેમને ત્યાં અનેક તરેહના ન્હાના ન્હાના સુખાનન્દો માણતા. તેઓ સારી સારી સાંસારિક અનુભવોની અને અમારા ભાવિ જીવન માટેની " મીઠી મીઠી પ્રીતિ ઝરણી વાતડી " ઓ કરી અમારાં હૃદયો ઉચ્ચગામી કરતાં અને અમારી " ફૂલકળીઓ " ખીલ ~ ' તેઓ સને ૧૯૦૩માં દેવલોકવાસી

તમાળા ભાગ ૧ લો " તેમને સમર્પણ કરતાં આ કાવ્ય રચાયલું છે.

૧. કળિયે ઝીણી=બન્ધુસમાજના ન્હાના ખીલતા યુવકો. ઝુલી=ઝુલતી. મધુરસીલાં=મધથી રસેલાં, મીઠાશભર્યાં ( હૈયાં ). જગકુંજે=જગતરૂપી વૃક્ષ-મંડપમાં. પાવન-એ અમિકરનું વિશેષણ છે. અમિકર=અમૃત જેવા મીઠા અને મોક્ષદાયક હાથથી. વીણી=ઉપાડી લીધેલી, ગ્રહણ કરેલી. પ્રભુ ઇ૦=પ્રભુના મંગલમય આંગણામાંના તોરણોમાં. ભાવાર્થઃ-પરમાત્માના કલ્યાણકારી ધામમાં જે સુન્દર મનુષ્ય-કુસુમોનાં તોરણો ઝુલી રહ્યાં છે, તેમાં આ થોડીક કળીઓ પણ વીણાયેલી હોવાથી તે વીણનાર અમિમય કરને નમન કરે છે. ફૂલકળીઓ ઇ૦=એવી ફૂલકળીઓ, અમારાં બાલક હૃદયો, ખીલવનાર દેવી તમેજ હતાં.

૨ પ્રીતિઝરણી=પ્રેમનો ઝીણો પ્રવાહ જેમાં વ્હેતો હતો તેવી. કોડીલાં =હોંસભર્યાં, ઉમંગી. કોડીલાં ઇ૦=અમારા ભાવિજીવન માટેના હોંસભર્યા કુમળા ઉછાળા મારતા હૃદયોમાં (તે વાતડીઓ) ઝમે=ઠરી જતી હતી, સચોટ અસર કરતી હતી. મરકલડાં=સ્મિત, ધીમાં હાસ્યો. મોંઘેરી......વદનમાં. =મોંઘી, અન્ય જનોમાં ભાગ્યેજ જોવામાં આવતી, આંખો અને મુખ ઉપરની મીઠા ધીમા હાસ્યની રેખાઓ. સુખશાન્તિ ઇ૦=ટ્હાડક ઉપજાવે એવાં સુખ અને શાન્તિને શમાવે-હમેશને માટે સ્થિર કરે છે, નિરંતર મળે જાય એમ કરે છે. ફુલમાળો-અમારા હૃદયોની માળા. ગુંથલી-ગુંથી હતી.

૩ સરવરિયે=સરોવર ઉપર. લલિતા=મનોહર; એ મનુજીંદગીનું વિશેષણ છે. અરૂણાં=રૂગતાં. લોચનીયાં=આંખો. અંધારીનાં=અંધકારનાં. અંધારીનાં હ્રદય હૃદય=અંધકારના ઉંડા પટો. સુરસોહાગણીનાં=દિવ્ય પ્રકાશ વાળાં.

અન્વયઃ-સુન્દરતાનાં સરવરિયે અરૂણાં લોચનિયાં લલિતા નવી મનુ-જીંદગીને ચુમે; ( તેવે કાળે ) સુરસોહાગણીનાં મધુરાં રવિકિરણો અન્ધારીનાં હૃદય હૃદય ભેદી ઘુમે.

તાત્પર્યઃ-સુન્દરતાભર્યા આ સંસારમાં અમારી ઉછરતી આંખો નવી મનોહર લાગતી મનુષ્ય જીંદગીને નિહાળી રહેતી હતી; તેવા સમયમાં તમારી મીઠી અમીમય દૃષ્ટિ રૂપી સૂર્યકિરણો અમારાં ભય નિરાશ નિરૂત્સાહ ઇ. થી છવાયેલા અંધકારનાં ઉંડાં આવરણોને દૂર કરતાં હતાં.

૪ ઉરઝરણતટે=હૃદયના પ્રવાહના કિનારા તરફ. આત્મકુસુમ-આત્મારૂપી

ફૂલો. પરમપદે=પ્રભુના ધામને માર્ગે. સુહાવ્યાં=શોભાવ્યાં, શોભાય તેવી રીતે વાળ્યાં. તે પથ=તે પ્રભુધામને માર્ગે છે. સરવું=જવું.

ફૂલપન્થો=ફૂલોથી ભરેલા માર્ગો. સુહવો=સુન્દર બનાવો. ઉરપન્થો=હૃદય જે તરફ દોરાવાં જોઇએ તે માર્ગો. ફુલાવો=અમારાથી સ્પષ્ટ સમજાય એમ કરો.

---

**સમર્પણ: વૈ. ગં. સ્વ. મહાલક્ષ્મીને.** પૃષ્ઠ. ૧૦

ગંગાસ્વરૂવ મહાલક્ષ્મી એ અમારા એક બીજા બન્ધુ રા. ભાઇ શિવભાઈ બાપુભાઇનાં માતુશ્રી હતાં. તેઓ તેમની ઉત્તરાવસ્થામાં અમદાવાદમાં રહેવા આવ્યાં ત્યાર પછી અમે સર્વે બન્ધુઓ તેમના સ્નેહાળ સમાગમમાં આવ્યા હતા. તેમની પણ અમારા પ્રત્યે ઘણી મીઠી પ્રીતિભરી દૃષ્ટિ હતી. તેમનું ભક્તિમય વત્સલતા ભર્યું હૃદય હમેશાં અમને આકર્ષતું. તેમના સાદા અને શીળા આશ્રમમાં અમારા યૌવનના અનેક આનન્દો અમે અનુભવતા હતા, અને "અમોલી ગુંથાઇ નવલી ઉરવલ્લી અમ ત્યહાં". તેમના વૈકુંઠવાસ પછી સુન્દરીસુબોધની ૪થા વર્ષની ભેટ તરીકે રા. ભાઇ ભોગીન્દ્રરાવ રતનલાલ દીવટીઆની લખેલી " મૃદુલા " નામની નવલકથા તેમના સ્મારકમાં તેમને સમર્પણ કરવામાં આવી હતી તે પ્રસંગે આ કાવ્ય રચાયલું હતું.

૧ વિમળ=શુદ્ધ, નિર્મળ. પ્રભુતા=ઇશ્વર તરફની ભાવના. પરિમલશીળુ=સુગન્ધથી શીતળ બનેલું. પુણ્યસ્મરણું=જેનું સ્મરણ કલ્યાણકારી છે તેવું. સોહન્તુ=શોભાવતું. જગવન=જગતરૂપી વન. જગવન ઇ૦=આ ચરણનો સંબંધ સ્પષ્ટ લાગતો નથી. કિનારા=આસપાસની પરિસ્થિતિ-સંબંધીઓ. ઝુલે=ઝોલાં ખાતું હતું. કલ્લોલ=ન્હાનાં પાણીનાં મોજાં. લલિત ઇ૦=મનોહર રસનાં મોજાંથી રસીલું બનેલું; સુન્દર રસિકતામાં મોજ માણતું.

તાત્પર્ય:-નિર્મળ, નિઃસ્વાર્થી પ્રીતિરસના મીઠા પ્રવાહવાળું આ અમારૂં બન્ધુસમાજ રૂપી ન્હાનું ઝરણ જગતમાં વહેતુંજ હતું, તે ઇશ્વર ભાવનામાં વિરલ, પરસ્પર સ્નેહને લીધે શાંત-કલેષથી રહિત, અને જેનું સ્મરણ આનન્દમય લાગે તેવું હતું; તે કિનારાને-પાસેના સ્નેહી જનોને, શોભા આપતું હતું, આ સુકા જગતમાં પણ રમણીયતા ઉત્પન્ન કરતું હતું, સુન્દર રસિકતાથી મોજીલું બન્યું હતું, અને ભાવિજીવનની મીઠી આશાઓથી પ્રેરાતું હતું.

૨. સદનવન–જંગલમાં પણ વસવા યોગ્ય સ્થાન; સુકા લાગતા જગતમાં સુખાનન્દનાં સ્થાન; આમાં અનુપ્રાસની મધુરતા ખાતર શબ્દક્રમ ઉલટાઇ ગયો છે. યુવાથેલાં=યુવાનીથી ઘેલાં બનેલાં, છળા ઉછરતી અવસ્થાના ઉછાળા મારતાં. રમે=આનન્દ અનુભવે. દેવી=દેવી જેવાં માતુશ્રી મહાલક્ષ્મી ! મૃદુલ= કોમળ. હૃદમન્દિર=હૃદયરૂપી મન્દિર, અંતઃકરણનું સ્થાન. અમારા આતિથ્યે= અમને આતિથ્ય–પરોણાગત આપવા માટે. જનનિમય=જન્મ આપનાર મા જેવું ( આતિથ્ય ). સૌભાગ્યવિરલું=વિરલ સૌભાગ્ય આપનારૂં; ભાગ્યેજ પ્રાપ્ત થાય એવું ભાગ્યસુખ આપનારૂં ( આતિથ્ય ).

તાત્પર્ય:–જ્યારે અમે, સમાજબન્ધુઓ, પ્રીતિના પ્રવાહમાં તરતા તરતા વહે જતા હતા, અને સુખશાન્તિ અને આનન્દ પ્રાપ્ત કરાવનાર કોઇ આશ્રમ-સ્થાનની અપેક્ષા રાખતા હતા, તે વખતે ત્હમે ત્હમારૂં કોમળ સ્નેહાળ હૃદય ઉઘાડી અમને ત્હમારા અંતઃકરણમાં અમારૂં ઇચ્છિત સ્થાન આપ્યું અને સગી માના જેવો આવકાર આપી અમારી મહેમાનગીરી કરી.

૩. અમોલી=અમૂલ્ય. નવલી=નવી. ઉરવલ્લી–હૃદયોની વેલો. સર્યાં= આગળ વધ્યા. અમિકિરણ=મીઠા કિરણરૂપે, એકત્ર મીઠાશભર્યા સ્વરૂપે. ઇન્દ્રધનુના=મેઘધનુષ્યના. મેઘધનુષ્યમાં સાત રંગો હોય છે, તે બધાયે સાથે એકઠા પરસ્પર એકત્રિત થઇ એકજ કિરણરૂપે આપણને દેખા દે છે; તેમજ અમારા બન્ધુસમાજના સાતે બંધુઓ હૃદયથી ગુંથાઇ એકત્રિત થઈ એકજ સ્વરૂપે જીવનમાં સરવા લાગ્યા. પ્રભાભીનાં=ત્હમારી વત્સલતાના તેજથી પલળેલાં ( જીવન ). વધાવ્યા–આનન્દથી સ્વીકાર્યાં. પુષ્પન્તા=પુષ્પની પેઠે ઉઘડતા, ખીલતા ( ઉર્મિ ). ઉદયજયઉર્મિ=ઉદય અને જયના ઉર્મિ; અમારા ભાવિ જીવનના ઉદય અને જયના ઉછળી રહેતા ઉમળકા.

૪. સરી=ચાલી ગઇ, જતી રહી. કલ્યાણી=કલ્યાણકારક. ઝરણલહરી= અમારા ઉપર જણાવેલા પ્રીતિઝરણને ગતિ આપનાર લહરી; ( અહીંયાં ) ત્હમારી જીવનજ્યોતિ. કુંજે=નિવાસસ્થાનમાં. શી !=કેવી સુન્દર રીતે ! નિજ-મય=આત્મમય. પોતારૂપ; સુભગા=સારૂં ભાગ્ય આપનાર, સુખદાયક. પ્રભુચુમ્બ્યું=પ્રભુ સાથે એકતા પામેલું, પ્રભુમય થયેલું. શું !=કેવી અગમ્ય રીતે ! સદન તમ આત્મનતણું=ત્હમારા આત્માનું નિવાસસ્થાન, ત્હમારૂં શરીર. પડયું =ચાલ્યું ગયું. અંજાયેલું=પ્રભુની અકળ શક્તિના અજ્ઞાનથી ઢંકાયેલું, નયનમન=અમારાં નયન અને મન.

તાત્પર્ય:—અમે અમારાં યુવાન જીવન ત્હમારા સ્નેહાશ્રય નીચે ઉદય-જયની આશાથી ખીલાવી વ્યતીત કરતા હતા, તેવામાં એકાએક ત્હમારા કુંજમાં અમારા સ્નેહપ્રવાહને પ્રગતિ આપનાર ત્હમારી કલ્યાણકારી આત્મજ્યોતિ સરી ગઈ—બુઝાઇ ગઇ; પ્રભુ સાથે એકતા પામેલો ત્હમારો આત્મા ચાલ્યો ગયો, અને તેનું રહસ્ય અમારૂં મન તથા નયન કાંઇ જ કળી શકયાં નહીં.

૫. કુળી સંધ્યા છાયું=નરમ, નિર્બળ વૃદ્ધાવસ્થાવાળું. ઉજળું=ઉજ્જ્વલ, તેજસ્વી. દેવલ=ત્હમારા જીવનરૂપી મન્દિર. વીણારેલ્યાં=વીણામાંથી નીકળતાં, ફૂલદલ સુવાસો=ફુલોના પત્રોમાંથી પ્રસરતી સુગન્ધ. સમ=જેવું અવશેષરૂપ. વીણા ઇ૦=વીણામાંથી નીકળતા ગીતોના સૂર વીણા દૂર જતાં પણ ભણકારારૂપે રહે, અને ફૂલો કરમાતાં છતાં તેની સુવાસની પમર પ્રસરી રહે, તેમ ત્હમારો દેહ નષ્ટ થતાં ત્હમારા મંગલ આત્માએ વિસ્તારેલા શુભ સંસ્કારનાં સ્મરણો અવશેષરૂપે અમારા હૃદયે નિરંતર વાસ કરી રહ્યાં છે. પ્રીતિપારે=પ્રીતિમય પરમાત્માના પારે=ધામે. સ્મૃતિપૂજિત=હવે માત્ર સ્મરણથીજ જેનું અમે પૂજન કરીએ છીએ તેવું.

આ કાવ્યમાંનાં "પ્રભુતાનું મોધું," "યુવાઘેલાં ચિત્તો," "હૃદમન્દિર ખુલિયું અમારા આતિથ્યે" "પ્રભાભીનાં ખીલ્યાં જીવન," "કુંળી સન્ધ્યા છાયું," ઇત્યાદિ વિચારરચનાઓ ઘણી સુન્દર અને કવિતામય છે એમ વાચકને સમજાયા વિના રહેશે નહીં.

---

## બ્હેની મ્હારી! પૃ૪ ૧૧.

સ્ત્રી—સદ્‌ગુણશાળી સ્ત્રી—એ પ્રેમ, કોમળતા, શીતળતા, સુખસંચાર, પરોપકાર ઇ૦ની મંગલમય મૂર્તિ છે; સંસારના વિધવિધ સંતાપો, વિટંબનાઓ, સંકટો, ઉદ્વેગો, નિરાશાઓ, ભયો, વ્યાધિઓ ઇ૦ અનેક પ્રકારનાં "દોહ્યલાં જગતઝેર" જે ભલભલા કઠણ મનુષ્યજીવનને હચમચાવી મુકે છે, ત્રાસઘેલાં બનાવી દે છે, અને જે "દુઃખો શરીર મનનાં, અકથ્યાં, ઉંડેરાં, બાળે બધું જીવનનું હીર"—એ સર્વ તાપાગ્નિઓ એક સ્ત્રી, ધારે તો, મન ઉપર લે તો, ઘણાજ અલ્પકાળમાં, ઘણીજ સહેલાઇ અને સરળતાથી, શમાવી શકે, ઠંડાં પાડી શકે, અને તેને સ્થાને શીતળતા, શાંતિ, આનન્દ, ઉત્સાહ, પ્રફુલ્લતા વર્ષાવી શકે એવી તેનામાં કાંઇક દિવ્ય અલૌ-

કિક ગૂઢ શક્તિ, ગુપ્ત પ્રભાવ, રહેલાં છે, એ વાત સિદ્ધાંતરૂપ છે, ઇતિહાસપ્રસિદ્ધ છે, અને હાલના સમયની "દયાની ભગિનીઓ" "Sisters of Mercy" એ સિદ્ધ કરી બતાવે છે. સ્ત્રીત્વની આવી ઉચ્ચ, સંકટશોષક, સુખસંચારક, અને પતિતપાવન ભાવનાનું નિરૂપણ એ આ સુન્દર રસિક કાવ્યનો આશય છે. આ કાવ્ય સરળ છતાં ભાવપૂર્ણ અને ઉચ્ચગ્રાહી છે.

૧. નેહભરેલ=પ્રેમાળ, સ્નેહભરેલાં. દોહ્યલાં=અતિશય દુઃખ દેનારાં.

૨. લચે=નીચી નમી રહે. ક્રોધે...ઝાળઇ૦=અતિશય ક્રોધથી તપેલો કોઇ મનુષ્ય આંખોમાંથી અગ્નિની ઝાળો પ્રસારી રહ્યો હોય; આમાં સંકટ ક્યાંથી આવશે એ સ્પષ્ટ સમજાતું હોય. અંતરે ઝુલતી ઇ૦=**मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम्** એ પ્રમાણે વેર, ખાર, ખુન્નસથી પ્રેરાયેલું મનુષ્ય અદૃશ્ય રહીને અસ્પષ્ટપણે સંકટ વેરવા તત્પર હોય–એ સર્વ પ્રસંગોએ. નેનધાર=નયન–આંખ-ની ધારા. જાયે ઇ૦=જ્યાં ત્હારી પ્રેમ, કોમળતા, શીતળતા, સહિષ્ણુતા છાંટતી આંખોમાંથી એક નજરનું વ્હેણ વહેવા માંડે તેની સાથેજ તે સ્પષ્ટ તેમજ અસ્પષ્ટ સંકટોનાં મૂળો નિર્મૂળ થઇ જાય. આ શ્લોકમાં દૃષ્ટિનું સામર્થ્ય સૂચવ્યું છે.

૩. અકથ્યાં=બ્હાર ન જણાવી શકાય તેવાં. હીર=તેજ, નૂર, સત્વ. ત્રાસઘેર્યાં ઇ૦–અન્વયઃ–જ્યાં ત્રાસઘેર્યાં આત્મઘાત કરતાં મનુબાલકોયે રૂડાં બને. અમીભર=અમૃત ભરેલાં; મૃતવત્ થઇ ગયેલા જીવનને પણ અમૃતની પેઠે સજીવ, સતેજ, કરનાર. હાસ્યે=હાસ્યથી. આમાં હાસ્યની શક્તિનું સૂચન છે.

૪. કજ્જલભાર=કાજળનો મ્હોટો જથ્થો; મ્હોટું કલંકિતપણું. જિવિત ઇ૦=જેમનું જીવન કોઇ મ્હોટા કલંકથી ખરડાયેલું હોય. આશાહીણાં=જેમની સુખ અથવા લાભની સર્વ આશાઓ નષ્ટ થઇ હોય. જુઓ 'આશાવિહોણી' (**મેઘનાદ**). મનુ=મનુષ્યો. ન ભૂત–ભવિષ્ય જેને=જેનો ભૂતકાળ, પાછલું જીવન, સ્મરણથી પણ સુખ કે આનન્દ આપે તેવો ન હોય, તેમ જેનો ભવિષ્યકાળ, હવે પછીનું જીવન, પણ કોઇ રીતે સારી આશાઓની ઝાંખી કરાવે તેવો ન હોય. અન્ધારપિંજર પુર્યાં=અંધકારના પાંજરામાં પુરાયેલાં; અજ્ઞાન, દુઃખ, નિરાશા ઇ૦ નાં ગાઢ, સખ્ત આવરણોથી ન છુટાય એવી રીતે ઘેરાયેલાં. જડ ચેતનો=દેખાતા ચેતન–જીવ–વાળા હોવા છતાં જડ–નિર્જીવ–જેવુંજ જીવન ગાળનારા. તેવાંય ચિત્ત=તેવાં

મનુષ્યોનાં હૃદયોને પણ વાણિ સુગન્ધ ભેદે=ત્હારી મધુર વાણીનો સુવાસ-સાર તેનાં હૃદયોના પડોને પણ છેદી નાંખી તેમને તે સર્વ આવરણોથી મુક્ત કરે. આ શ્લોકમાં વાણીનો પ્રભાવ દર્શાવ્યો છે.

૫. પવિત્ર મૃદુ=બાળપણથીજ વિશુદ્ધ અને કોમળ સંસ્કારવાળી.પ્રીતિ-મધુરી=પ્રીતિની મધુરતા ધારણ કરનારી. માત્ર સ્વાર્થ, જરૂરીયાત, વ્યવહાર, લોકલાજ ઇ૦ થી પ્રેરાયેલો સ્નેહભાવ લુખો, નિસ્સ્વાદ અને વખતે કડવો પણ થઇ પડે છે; પરતું જ્યારે સ્નેહ નિસ્સ્વાર્થ એટલુંજ નહી પણ સ્વાર્થ ત્યાગી, આત્મત્યાગી, જુદાપણાનું ભાન ભૂલી એકરૂપજ સમજનાર, અંતર આત્મા સાથેજ સંકાળાયેલો રહેતો, હોય, ત્યારેજ તેમાં ખરી મધુરતા આવે છે; ત્યારેજ તે **પ્રીતિની માધુરી** કહેવાય છે. રસાળી=રસિક. પુણ્ય-શીળી=પુણ્યની શીતળતા પ્રસારતી. ઉર ઇ૦=હૃદયની પરમાત્મભક્તિનું તેજ ધારણ કરનારી. પુત્રી, પત્ની, માતા-એ સ્રીપણાની ત્રણે અવસ્થામાં કલ્યા-ણકારી થવા માટેનો આમાં ઉપદેશ છે. દૃષ્ટિ ઇ૦=બીજા ત્રીજા અને ચોથા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે ત્હારાં દૃષ્ટિ, હાસ્ય અને વાણી એ એકેકમાં આટલી દુઃખવિમોચનની શક્તિ છે, તો એ ત્રણે રત્નોનો એકઠો હાર તું ગુંથે તો શું ન કરી શકે ?



**વ્હાલી બ્હેની !** પૃષ્ઠ. ૧૨.

આ કાવ્યનો વિષય જગતનાં દુઃખ, નિરાશા, સંતાપ, ત્રાસ ઇત્યાદિથી સંતપ્ત થઇ ધિરજ ખોઇ બેઠેલી દુઃખીયારી સ્રીને સંબોધીને છે.

૧. શીળો=શીતળ છાંયડો; શાન્તિકારક અવસર; સુખકારક સંજોગ.

૨. પ્રેમઝરણ=સ્નેહનો ધીમો પ્રવાહ. જીવનવનમાં=જીવનના વન, જંગલ, જેવા અનાહ્લાદક પ્રદેશમાં; જુઓ 'જીવનવન કલકોકિલ' ( **એકચિત્ર** ). મ્હાલતું=સર્વ દિશાએ આનન્દથી વહે છે. રંગીલું=સુન્દર તેમજ મોજીલું ( મનુષ્યરૂપી પંખી ). અમૃત=પ્રેમઝરણમાંનું અમૃત જેવું પાણી. હેલી=દૃષ્ટિ. રસભર=રસિકતા અનુભવીને. રાચતું=પ્રકાશતું; રમણીય, હર્ષભર દેખાતું.

તાત્પર્ય:—આ સંસાર નિર્જન છે, તેમાં પોતાનું કોઇ નથી, માર્ગદર્શ-નનું કાંઇ સાધન નથી, એવા વિચારવાળા મનુષ્યને કહેવામાં આવે છે કે

આ 'જીવન' એ 'વન' નથી પણ "સુખવાડી" છે; અહીં પ્રેમનો પ્રવાહ ચોતરફ સરી રહ્યો છે, અને મનુષ્ય તેનું અમૃતમય પાન કરી રહ્યું છે, અંધકાર દૂર કરનાર તેજ-પ્રકાશ તેને રસથી ઉલ્લાસિત બનાવી મુકે છે; તો જે મનુષ્યજીવનમાં આવા આનન્દો માણવાના મળી આવે છે, તે જીવન શું તને સુખના અનુભવો નહીં આપી શકે ?

૩. ઝેરભર્યાં ઇ૦=કેટલીક વખતે, ઝેરનું મારણ ઝેરજ હોય છે, શૂળનો કાંટો કહાડવાને શૂળ કે સોય જોઇએ છે, તેજ પ્રમાણે આ જગતના ઝેર ભરેલા વાયુ પોતેજ યોગ્ય પ્રસંગ આવતાં જગતનાં દુઃખનું નિવારણ કરનારા થઇ પડે છે. તપતી=આ શબ્દ અહીં દ્વિઅર્થી છે (૧) ગરમ થતી, (૨) તપ કરતી; જે વખતે તું સસાંરના તાપથી તપ્ત થતી હોય, બળતી હોય, તેજ વખતે ત્હારાથી અજાણપણે પણ દુઃખ સહન કરવા રૂપી તપ થતું હોય છે, અને તે તપના પુણ્યથીજ તું નિર્મળ, વિશુદ્ધ, પાવન થઇ સતી -સત્યશાળી સ્ત્રી થઇશ; અને તેથીજ તે તપના સમય દરમીયાન દુઃખના પ્રસંગોએ પ્રીતિ અને શાન્તિ ત્હારા હૃદયમાંથી લગાર પણ ખસેડીશ નહીં.

૪. ફરીથી પાછું આ શ્લોકમાં સંસારની મીઠાશનું દર્શન કરાવવામાં આવ્યું છે. સુવાસિની=મધુર સુગન્ધ. ઝરી=ઝરણ, પ્રવાહ; આ શબ્દ આ અર્થમાં ગુજરાતીમાં વપરાતો નથી, કવિસ્વતંત્રતાએ તેને જન્મ આપ્યો લાગે છે. લલિત મઝા ઇ૦=રમ્ય સુવાસિની, કોમલ ગાનની ઝરી, હેતની ગુંથણી એ ઉપર જણાવેલી "સુખવાડી" ની આહ્લાદક વસ્તુઓ શું તને રમણીય આનન્દ આપે એમ નથી ?

૫. કોરન્તી=ચીરતી, કાપતી. જળે=જવલે, બળે, બળીને ખાખ થઇ નાશ પામે. ઢળે=ઢળી પડે. '**મ્હાવું-સ્હેવું !**'=આ શબ્દો વાક્યસબન્ધથી અદ્ધર છે. આ શ્લોક ધીરજ આપવાનું કાર્ય કરે છે. ભાવાર્થઃ-હે વ્હાલી બ્હેની! એ ખરૂં છે કે અત્યારે ચિન્તાઓ ત્હારાં કાળજડાં કોરે છે, ત્હારે મ્હાથે દુઃખના ડુંગરો છે, પણ તે હમેશાં કાયમ રહેવાના નથી, ત્હારી ચિન્તાઓ ત્હને બાળવાને બદલે પોતેજ બળી જશે, અને દુઃખો પણ લોપ થઇ જશે; પણ તે દરમીયાન "સર્વને ન્હાવું અને સર્વ સહન કરવું," એ સૂત્ર ધ્યાનમાં રાખી ધીરજ ધરી રાખીશ તો વખત જતાં 'શીળો' અને 'છાંયો' તને પ્રાપ્ત થશે.

મનુષ્યોનાં હૃદયોને પણ વાણિ સુગન્ધ ભેદે=ત્હારી મધુર વાણીનો સુવાસ-સાર તેનાં હૃદયોના પડોને પણ છેદી નાંખી તેમને તે સર્વ આવરણોથી મુક્ત કરે. આ શ્લોકમાં વાણીનો પ્રભાવ દર્શાવ્યો છે.

**૫.** પવિત્ર મૃદુ=બાળપણથીજ વિશુદ્ધ અને કોમળ સંસ્કારવાળી. પ્રીતિ-મધુરી=પ્રીતિની મધુરતા ધારણ કરનારી. માત્ર સ્વાર્થ, જરૂરીયાત, વ્યવહાર, લોકલાજ ઇ૦ થી પ્રેરાયેલો સ્નેહભાવ લુખો, નિસ્સ્વાદ અને વખતે કડવો પણ થઇ પડે છે; પરંતુ જ્યારે સ્નેહ નિસ્સ્વાર્થ એટલુંજ નહી પણ સ્વાર્થ ત્યાગી, આત્મત્યાગી, જુદાપણાનું ભાન ભૂલી એકરૂપજ સમજનાર, અંતર આત્મા સાથેજ સંકાળાયેલો રહેતો, હોય, ત્યારેજ તેમાં ખરી મધુરતા આવે છે; ત્યારેજ તે **પ્રીતિની માધુરી** કહેવાય છે. રસાળી=રસિક. પુણ્ય-શીળી=પુણ્યની શીતળતા પ્રસારતી. ઉર ઇ૦=હૃદયની પરમાત્મભક્તિનું તેજ ધારણ કરનારી. પુત્રી, પત્ની, માતા-એ સ્ત્રીપણાની ત્રણે અવસ્થામાં કલ્યાણકારી થવા માટેનો આમાં ઉપદેશ છે. દૃષ્ટિ ઇ૦=બીજા ત્રીજા અને ચોથા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે ત્હારાં દૃષ્ટિ, હાસ્ય અને વાણી એ એકેકમાં આટલી દુઃખવિમોચનની શક્તિ છે, તો એ ત્રણે રત્નોનો એકઠો હાર તું ગુંથે તો શું ન કરી શકે ?



**વ્હાલી બ્હેની !** પૃ૪. ૧૨.

આ કાવ્યનો વિષય જગતનાં દુઃખ, નિરાશા, સંતાપ, ત્રાસ ઇત્યાદિથી સંતપ્ત થઇ ધિરજ ખોઇ બેઠેલી દુઃખીયારી સ્ત્રીને સંબોધીને છે.

**૧.** શીળો=શીતળ છાંયડો; શાન્તિકારક અવસર; સુખકારક સંજોગ.

**૨.** પ્રેમઝરણ=સ્નેહનો ધીમો પ્રવાહ. જીવનવનમાં=જીવનના વન, જંગલ, જેવા અનાહ્લાદક પ્રદેશમાં; જુઓ ' જીવનવન કલકોકિલ ' ( **એકચિત્ર** ).

મ્હાલતું=સર્વ દિશાએ આનન્દથી વહે છે. રંગીલું=સુન્દર તેમજ મોજીલું ( મનુષ્યરૂપી પંખી ). અમૃત=પ્રેમઝરણમાંનું અમૃત જેવું પાણી. હેલી=દૃષ્ટિ. રસભર=રસિકતા અનુભવીને. રાચતું=પ્રકાશતું; રમણીય, હર્ષભર દેખાતું.

તાત્પર્યઃ—આ સંસાર નિર્જન છે, તેમાં પોતાનું કોઇ નથી, માર્ગદર્શનનું કાંઇ સાધન નથી, એવા વિચારવાળા મનુષ્યને કહેવામાં આવે છે કે

આ 'જીવન' એ 'વન' નથી પણ "સુખવાડી" છે; અહીં પ્રેમનો પ્રવાહ ચોતરફ સરી રહ્યો છે, અને મનુષ્ય તેનું અમૃતમય પાન કરી રહ્યું છે, અંધકાર દૂર કરનાર તેજ-પ્રકાશ તેને રસથી ઉલ્લાસિત બનાવી મુકે છે; તો જે મનુષ્યજીવનમાં આવા આનન્દો માણવાના મળી આવે છે, તે જીવન શું તને સુખના અનુભવો નહીં આપી શકે ?

૩. ઝેરભર્યાં ઇ૦=કેટલીક વખતે, ઝેરનું મારણ ઝેરજ હોય છે, શૂળનો કાંટો કહાડવાને શૂળ કે સોય જોઇએ છે, તેજ પ્રમાણે આ જગતના ઝેર ભરેલા વાયુ પોતેજ યોગ્ય પ્રસંગ આવતાં જગતનાં દુઃખનું નિવારણ કરનારા થઇ પડે છે. તપતી=આ શબ્દ અહીં દ્વિઅર્થી છે (૧) ગરમ થતી, (૨) તપ કરતી; જે વખતે તું સસાંરના તાપથી તપ્ત થતી હોય, બળતી હોય, તેજ વખતે ત્હારાથી અજાણપણે પણ દુઃખ સહન કરવા રૂપી તપ થતું હોય છે, અને તે તપના પુણ્યથીજ તું નિર્મળ, વિશુદ્ધ, પાવન થઇ સતી -સત્યશાળી સ્ત્રી થઇશ; અને તેથીજ તે તપના સમય દરમીયાન દુઃખના પ્રસંગોએ પ્રીતિ અને શાન્તિ ત્હારા હૃદયમાંથી લગાર પણ ખસેડીશ નહીં.

૪. ફરીથી પાછું આ શ્લોકમાં સંસારની મીઠાશનું દર્શન કરાવવામાં આવ્યું છે. સુવાસિની=મધુર સુગન્ધ. ઝરી=ઝરણ, પ્રવાહ; આ શબ્દ આ અર્થમાં ગુજરાતીમાં વપરાતો નથી, કવિસ્વતંત્રતાએ તેને જન્મ આપ્યો લાગે છે. લલિત મઝા ઇ૦=રમ્ય સુવાસિની, કોમલ ગાનની ઝરી, હેતની ગુંથણી એ ઉપર જણાવેલી "સુખવાડી" ની આહ્લાદક વસ્તુઓ શું તને રમણીય આનન્દ આપે એમ નથી ?

૫. કોરન્તી=ચીરતી, કાપતી. જળે=જવલે, બળે, બળીને ખાખ થઇ નાશ પામે. ઢળે=ઢળી પડે. 'ચ્હાવું-સ્હેવું !'=આ શબ્દો વાકયસબન્ધથી અદ્ધર છે. આ શ્લોક ધીરજ આપવાનું કાર્ય કરે છે. ભાવાર્થઃ-હે વ્હાલી બ્હેની! એ ખરૂં છે કે અત્યારે ચિન્તાઓ ત્હારાં કાળજડાં કોરે છે, ત્હારે મ્હાથે દુઃખના ડુંગરો છે, પણ તે હમેશાં કાયમ રહેવાના નથી, ત્હારી ચિન્તાઓ ત્હને બાળવાને બદલે પોતેજ બળી જશે, અને દુઃખો પણ લોપ થઇ જશે; પણ તે દરમીયાન "સર્વને ચ્હાવું અને સર્વ સહન કરવું," એ સૂત્ર ધ્યાનમાં રાખી ધીરજ ધરી રાખીશ તો વખત જતાં 'શીળો' અને 'છાંયો' તને પ્રાપ્ત થશે.

**પ્રભુસ્તવન.** પૃષ્ઠ ૧૩

૧. રિપુથી=શત્રુથી. દીપક=પ્રકાશ આપનાર. સમિપ=પાસે રહેલા. સહાયક=મદદ કરનાર. અનુસરવાનું=ની પાછળ જવાનું, ની આજ્ઞા પ્રમાણે વર્તવાનું.

૨. અરિદળ=દુશ્મનનું લશ્કર; દુષ્ટ વૃત્તિઓનો સમૂહ. હાથે=બાજુ, તરફ.

૩. સદા=આમાં એક માત્રા વધી જાય છે; 'નિત' શબ્દથી એ દોષ નિવારાત. જવ=જ્યારે. અનાથ=આધાર, રક્ષણ વિનાનો. ભાસે=પોતાને સમજે.

૪. પ્રબળ=બળવાન. પ્રીતીથી=શ્રદ્ધાથી. ઉલ્લાસ=હોંસ, ઉત્સાહ. જગેશ =જગદીશ. વિસ્તરશે=ફેલાવશે.

---

**કવિવરો-ગાયકગણો.** પૃષ્ઠ ૧૪.

પ્રકૃતિ-કુદરત. પોતાનાં આકાશ, ગ્રહો, તારા, સૂર્ય, ચન્દ્ર, તેજ, સમુદ્ર, નદી, સરોવર, પવન, વૃક્ષવનસ્પતિ, ઋતુઓ ઇત્યાદિ સ્વરૂપોમાં નિરંતર મધુર મંજુલ ગાન કરીજ રહે છે. એ પ્રકૃતિગાન યથાસ્થિત સમજી પોતાના હૃદયમાં તેને ઝરાવી તેની રસવૃષ્ટિ 'પિપાસિતા આખી સૃષ્ટિ' માં રેલાવવાનું કાર્ય કરનારા કવિવરોને ઉદ્દેશી આ કાવ્ય રચાયેલું છે. રા. રામમોહનરાયનાં આ સંગ્રહમાંનાં કાવ્યોમાં આ કાવ્ય કલ્પના અને તરંગ પરત્વે સર્વથા ઉત્તમ છે. શબ્દમધુરતા, શ્રવણમાધુર્ય, તો આ કાવ્યનું સવિશેષ લક્ષણ છે. ઉત્તમ કવિના કાર્યપ્રદેશ, કર્તવ્યદિશા, ના ઉચ્ચગામી માર્ગનું દર્શન કરાવી તેમના દ્વારા કેવી રસિક રીતે લોકકલ્યાણનો હેતુ સિદ્ધ થાય છે એ આ કાવ્યથી ઘણી ઉત્તમ રીતે ગવાયું છે.

૧. હૃદયરવ=હૃદયના અવાજ, સૂર. કવિવરો=ઉત્તમ કવિઓ. ગાયકગણો =ગાન કરનારાઓ. વેણું=વાંસળી. વીણા=સારંગી જેવું વાદ્ય. સુર જીવનમાં ઉતારજો=તમારૂં ગાન શ્રોતાઓના જીવન ઉપર અસર કરે તેવી રીતે ગાજો. કુદરત-કલા=પ્રેરણા અને યુક્તિ (Inspiration and Art.) કેટલાક કવિતાની વ્યાખ્યા આપતાં જણાવે છે કે Poetry is an Inspiration and an art, કવિતા એ પ્રેરણા અને કલા છે. ઇંગ્રેજી કવિ શેલી

જુએ છે અને તેથી ગાન ઝણુકતી એમ કહે છે, જોકે એ રૂપકના ચાલુ પ્રવાહને માટે ઝણુકતીને બદલે "સુણવતી" મુક્યું હત તો વધારે યોગ્ય થાત.

૭. ગ્રહતારલા=ગ્રહો અને તારાઓ. નભગંગા=આકાશગંગા. ઘણીક વખત આકાશમાં આછા પ્રકાશનો એક લાંબો લીસોટો જણાય છે તેને કાવ્યકલ્પનાથી કેટલાક આકાશગંગા કહે છે. ઇંગ્રેજીમાં પણ તેને મળતી કલ્પના વાપરી તે પ્રકાશને Milky Way-દુધનો રેલો-કહેવામાં આવે છે. ખગોળશાસ્ત્ર પ્રમાણે તે ઘણાજ ન્હાના અને દૂરના તારાઓનાં ઘણે લાંબે સુધી પથરાઇ રહેલાં ઝુમખાં છે. ઉજ્જવલરંગ=પ્રકાશિત તેજવાળા; ઉજ્જવલ છે રંગ જેનો એમ બહુવ્રીહિ સમાસ છે. નભગંગાના રંગને ઉજ્જવલ-ચકચકિત કહેવામાં અયોગ્યતાદોષ લાગે છે. નન્દ=આનન્દકારક. સંગીતનન્દ ધ્વનિ=સંગીતનો આનન્દક સૂર. ગુજરાતીમાં સંગીત, ગાન ઇ૦ સાથે રમવું કે તેનો પર્યાય શબ્દ વપરાતો નથી. સંગીત ધ્વનિ ખેલતા એમાં ઇંગ્રેજીના to play music એવા રૂઢીપ્રયોગને અનુસરતો ઉપયોગ થયો લાગે છે. ગિરિ=પર્વત. સર=સરોવર. સરિતા=નદી. નિર્ઝરો=ઝરાઓ, વ્હેણો. અવનવીન=તરેહતરેહના. ઝંકારતા=કરતા. વનવલ્લરી=વનમાંની વેલીઓ, લતાઓ. તરૂપલ્લવો=ઝાડના કૂનગાઓ. રવ=સુર, અવાજ.

૮. અમન્દ=મન્દ નહિ તેવા, તીવ્ર. મંજુલ=મધુર. કુંજકંદર=કુંજ અને ગુફાઓ. વિહંગમ=પક્ષીઓ. સારીગમ=ગાન. (જુઓ-કાવ્ય બીજાના શ્લોક બીજાની 'સરિગામ' ઉપરની ટીકા.) હૃદય સારીગમ=હૃદયનાં એકતાન. જગ રોળતા=જગતમાં પ્રસરતા. સૌરભવિલીન=(શબ્દાર્થ) સુગન્ધ સાથે વળગી રહેલા; સુગન્ધથી ભરેલા. અનિલ=પવનો. નીલ=ભૂરા. સમુદ્રઉર્મિ=સમુદ્રનાં મોજાં. સ્ફુરાવતા=ઉછાળતા, હલાવતા. સ્રજી=ઉત્પન્ન કરી. સુખસારે=સુખના ઉત્તમ તત્વથી; ઉંચા પ્રકારનાં સુખોથી.

૯. નટવ્યોમ=આકાશરૂપી નાટકકાર; ખરૂં જોતાં આ સમાસના શબ્દો વ્યોમનટ એમ જોઇએ. રચન્ત-એનો કર્તા નટવ્યોમ છે. મધુઝરા=મધુરતા ઝરનારા. તે શું=તેની, ઇંદ્રધનુની, અંદર. સુર ઇ૦ અન્વયઃ-તેશું કુદરત તણા ઝીણા અને મધુઝરા સુર ભરીને. મદમીણા=મદથી ભરેલી (વીણા). કર લે=હાથમાં લેતો હતો. (કર્તા નટવ્યોમ.) રજની=રાત્રી. પુરન્તી તાલ=લેખકનો આ એક માત્ર તરંગજ લાગે છે; કુદરતમાં રાત્રીનું તાલ પુરવા

૪. કવિવરો પોતાના હૃદયના ગાનથી શું શું કરે છે તેનું આ ૪ થા શ્લોકથી ૧૦મા શ્લોક સુધીમાં વર્ણન કરવામાં આવ્યું છે. ઉરવાંસળીના=હૃદયના ગાનના. સૃષ્ટિસિન્ધુ=પૃથ્વીની મર્યાદા. સૃષ્ટિસિન્ધુ ઉલંઘતા=તમારા કાવ્યના સુર મનુષ્યને આ જગતની પણ પાર અન્ય દિવ્ય લોક તરફ લઇ જાય છે. અવકાશ–અવનિ ઇ૦=આકાશ અને પૃથ્વીને અમલ–નિર્મળ અને મંજુલતા ભર્યા–મધુર બનાવી દે છે. તાત્પર્યઃ–આ પૃથ્વી ઉપરના જીવનનું શુદ્ધ નિર્મળ સ્વરૂપ સમજાવી તેમાં મીઠાશ રેડી, દિવ્યલોકના અનંત આનન્દનો પણ અનુભવ કરાવે છે. રવિકિરણ ઇ૦=સૂર્યકિરણોના તારના તંબૂરા બનાવી તે વડે કાવ્યગાન કરી જગતને આનન્દ આપતા. ઇન્દુમન્દિર=ચન્દ્રમંડળમાં. વહન્તા=લઇજતા, ચન્દ્રની સાથે એકતા કરાવી દેતા.

૫. આન્તર ઇ૦=અન્તરની દરેક કુંજમાં જઇ પ્હોંચી મધુર ગાન કરતા. કંઈ દેવદુતો ઇ૦=આ લીટીનો અર્થ બરાબર સ્પષ્ટ થઇ શકતો નથી. ભાવાર્થ એમ સમજાય છે કે દેવદૂતો જેવા ધૂમકેતુનાં તેજને સારી રીતે પ્રકાશિત કરતા. મણિમય મોતીડાં=તારાઓ. દ્યુતિ=પ્રકાશ. સુનન્દન=આનંદકારક. મનતરંગ=એકાએક સ્ફુરી આવતા કલ્પનામય વિચારો. સરન્ત=સરીજતા, આગળ વધતા. તે સહ ઈ૦=આકાશના ધુમકેતુ તારા વગેરેની સાથે સાથે તમારા આહ્‌લાદક તરંગો પણ ભરપુર રસથી વધે જતા હતા.

૬. વસન=વસ્ત્ર. મદ=નિશો ચઢવાથી થાય એવી ગાંડાઇ ભરેલી મસ્તી. આહ્‌લાદ–મદભર=આહ્‌લાદ અને મદથી ભરેલી. માનિની=માનની ઇચ્છાવાળી સ્ત્રી; અહીં આ શબ્દ વાદળી માટે વપરાયો છે. આલાપ=મીઠો લાંબો અવાજ, ગર્જના. ઝમતી=નીચે પડતી. ગજગામીની=હાથીના જેવી ચાલ વાળી. ક્ષણ=ક્ષણિક વારમાં. તિમિરપટ=અંધકારનો પડદો. એ 'સંકેલી' નું કર્મ છે. નભઇન્દિરા=આકાશની લક્ષ્મી; અહીં આ શબ્દ વિજળી માટે વાપર્યો છે. સંકેલી=વાળી, વિસ્તાર એકઠો કરી લઇ. વિજળીના ચમકવાના કાર્યને તિમિરપટ સંકેલવા રૂપે કથનમાં ઘણી સુન્દર અને સુયુક્ત ઉપમા સ્ફૂરાઇ છે. સુન્દરા=રમણીય, મનોહર (વિજળી). ઘનગગન ગર્જનમાં=ઘેરા આકાશમાં થતી ગર્જનાની સાથે. ઝબુકતી=આ ક્રિયાપદ હમેશાં અકર્મક છે, પણ અહીં તેને સકર્મક બનાવી તેને 'ગાન' નું કર્મ સોંપ્યું છે. ગાન ઝબુકતી=ખરૂં જોતાં વિજળી પ્રભાભર્યાં ભવ્ય તેજ ઝબૂકે છે, પણ લેખક તે તેજમાં પણ ગાનજ

૧૩. મંજુલ=મધુર. મંજીરા=એક જાતનું વાદ્ય છે. અન્વયઃ-મંજીરા મંજુલ મીઠાં પ્રીતિભક્તિ પદતાનો ઝીલન્તી. ભાવાર્થઃ-જ્યાં ત્હમારી મંજીરા ત્હમારાં પ્રીતિ અને ભક્તિનાં પદોનાં મંજુલ-મીઠાં તાન ઝીલે છે, તેમાં તાલ પૂરી વિશેષ રસમય બનાવે છે, ત્યાં મનુષ્યહૃદય ત્હમારી મોહિનીને વશ થઇ મૂર્તિઓ જેવાં સ્તબ્ધ બની જતાં દેખાય છે. વંજુલ-આ શબ્દનો અર્થ ફક્ત વાંકીચુકી એટલોજ થાય છે, પણ અહીં તે મધુર અવાજવાળી એવા અર્થમાં વાપર્યો લાગે છે. કદાચ 'વેણુ' ના 'વ' સાથે અનુપ્રાસના લોભે અર્થક્ષોભ કરાવ્યો હશે. ઉપરની લીટીમાં જુઓ 'મંજુલ મંજીરા' તેમ 'વંજુલ વહન્તી વેણુ'. આ લેખકની શબ્દરચનામાં આવો દોષ કોઇ કોઇક જગ્યાએ દૃષ્ટિએ પડે છે, છતાં સામાન્ય રીતે તેમના અનુપ્રાસો ઘણા યોગ્ય, સુન્દર અને મનોહર હોઇ અર્થ ભાવ અને સૌંદર્યમાં સવિશેષ વધારો કરે છે. ખરૂં જોતાં તેમની શૈલીની એ એક ખાસ ખુબી છે, અને દરેક કાવ્યમાં સ્થળે સ્થળે નજરે પડે છે. રવ=સૂર, રાગ. લવન્તી=બોલતી, ફેલાવતી. પ્રાણી-પ્રાણીઓએ. વશ કરન્ત=વશ કરે એવા.

૧૪. વિધુરી-આ જગાએ પણ ઉપર જણાવ્યા જેવોજ અર્થભ્રાન્તિ દોષ થયો લાગે છે. વિધુરનો ખરો અર્થ દુઃખિત, ખિન્ન, વિયોગી, એવો થાય છે જે અત્રે લાગુ પડી શકતો નથી. અનેરી=ઓર તરેહની, નવનવી. લહરીઓ=ઉર્મિઓ. સુરહેલી=સારા રાગની વૃષ્ટિ. રસબસ થયેલી=ડૂબેલી, ઝબોળાએલી, ગરકાવ થએલી. થયેલી એવું નારીજાતિનું રૂપ તે હેલીનું વિશેષણ હોવાનુંજ સૂચવે છે, પણ તેમ લેતાં અર્થની ક્ષતિ થાય છે. હેલી પોતે રસસબ થતી નથી, પણ બીજાને કરે છે; ખરૂં જોતાં તે આ લીટીમાંના 'જગત' નું વિશેષણ હોવું જોઇએ. કદાચ હેલી સાથે ના 'થયેલી' તેમજ પછીની લીટીમાંના 'વેલી' તથા 'વીંટેલી' ના અનુપ્રાસપરંપરાના અતિ લોભે અહીં પણ આવો દોષ કરાવ્યો જણાય છે. લીલી=તાજી, ઉછરતી. આ ચોથી લીટીની ઉપમા ઘણી જ યોગ્ય સુન્દર અને મધુર છે.

૧૫. ગતિમાન=ગતિવાળાં, ખસી શકે એવાં. વિમાનને માટે આ વિશેષણ ખાસ અવશ્યનું નથી, પરંતુ 'ગતિમાન ગાનવિમાન' એમાં પદલાલિત્ય ઘણું સુન્દર છે. ગગનાંગણે=આકાશના આંગણામાં. કમનીય=મનોહર, સુન્દર. કનકમય=સોનાજેવી. પ્રભપાંખ=પ્રભાવાળી, તેજસ્વી પાંખ. 'કવિતાની કમનીય કનકમય' અને 'પ્રભપાંખ પર પ્રભુબારણે' એ પદોમાંના સુન્દર અને અ-

જેવું કાંઇ કૃત્ય કલ્પી શકાતું નથી. ઉષા=પ્રભાત, પરોઢીયું. વિશ્વમંડળ=વિશ્વમંડળમાં. વાદ્યરવ=વગાડવાનાં સાધનોમાંથી નીકળતો અવાજ. રેલી રહે=રેલાવે છે.

૧૦. કોકિલ સુકુજનની=કોયલના સુન્દર અવાજની. સુરા=મદિરા, મદ ચઢાવે એવું સુન્દર ગાન. બુલ્બુલ-એકજાતનું મીઠા અવાજવાળું પક્ષી છે. સુધા=અમૃત જેવો મીઠો રાગ. કવે=ગાય; (સં૦ કુ=ગાવું, જે ધાતુ ઉપરથી કવિ શબ્દ ઉપન્યો છે ). પ્રણયમય=સ્નેહ ભરેલા. કાવ્ય રસગીતા-કાવ્યરૂપે રસ ઉત્પાદક ગાન. દ્રવે=રેડે, ઉપજાવે.

૧૧. કવિવર મયૂર=ઉત્તમ કવિઓ રૂપી મોરો ! ગાયક ચાતકો=કાવ્ય ગાન કરનાર રૂપી ચાતકો. એમ કહેવાય છે કે મોર અને ચાતક પક્ષીઓ મેઘવૃષ્ટિ માટે ઘણાંજ તલપી રહે છે, તે ન પડતાં સુધી ઉંચી ડોકે આકાશ ભણી વખતોવખત જોયાજ કરે છે અને વરસાદ પડે ત્યારે ઘણાજ સંતોષ અને આનંદમાં નિમગ્ન બને છે. રસવૃષ્ટિ ઇ૦-લેખકનું તાત્પર્ય એવું છે કે કાવ્યગાન કરનારાઓ જે આત્મકાર્યને સ્ફૂરાવનાર ઉદ્દીપક-ઉત્તેજક પ્રેરણાની ઇચ્છા રાખે છે, તે પ્રેરણા, ઉપરના શ્લોકોમાં જણાવ્યા પ્રમાણે કુદરત પોતાના વિવિધ તત્વોનાં ગાનની વૃષ્ટિ કરી પૂરી પાડે છે. પિપાસિતા=તૃષાતુર, પીવાની ઇચ્છાવાળી. મનસદન=મનરૂપી ઘરો. ખુલ્લાં ઇ૦=તમે એ ગાનરસની જે વૃષ્ટિ ત્હમારા મનમાં ઝીલી હોય તે ગાનરસને પછી ત્હમારાં હૃદયદ્વાર ઉઘાડાં મૂકી અમારા ઉપયોગ, આનન્દ માટે બ્હાર ઝરવા દો. સતત=નિરંતર. તૃષાપીડયાં=તૃષાતુર. હૃદયહરણાં ઇ૦=અમારાં હૃદયહરણાં ત્હમારામાં રેહેલાં અને તમે સૃષ્ટિને માટે રેલાવેલાં ગાનઝરણાંમાં સ્નાન અને પાન કરશે, તેમાં વિહાર આનન્દ માણશે અને તેનો થોડોક અંશ, તરસ લાગશે તો, પોતે પણ ગૃહણ કરશે.

૧૨. ઉછળન્ત...અન્તર દમે=સિતારમાંના તાર વગાડતી વખતે જેમ ઘડીકવાર ઉંચા આવે અને ઘડીક નીચા પડે, તેમ ચિત્તમાંની કેટલીક ઉર્મીઓ કોઇ કાળે ઉછળી ઉલ્લાસ પામે તો કોઇ કાળે નરમ પડી મંદ થઇ જાય; આશા નિરાશા અનુભવે. તિમિર=અજ્ઞાન જડતા ઇ૦ રૂપી અન્ધકાર. અન્તર દમે=હૃદયને સંતાપ આપે. તમ સ્વરલીન=ત્હમારા સૂરમાં ગરકાવ થઇને. હૃદતલ્લીન=હૃદયને તેમાં તલ્લીન કરી નાંખીને. વિજયપરાજય=ફતેહ તેમજ હાર.

એવો ભાવાર્થ તારવી શકાય કે વગાડનાર પ્રિયજનની સુન્દર આંગળી સાથે મધુર બાલુડી મોરલી એકરૂપ થઇ જાય છે, અથવા રમી રહે છે. શ્યામ-સુન્દર=શ્યામ રંગનું હોવા છતાં વિશેષ સુન્દર લાગતું. શ્યામસુન્દરમુખ-મોહિની–એ આખો એક સમાસ છે; શ્યામસુન્દર મુખની મોહિની. મોહિ-ની=મોહકારક સ્વરૂપ. સુહાય છે=શોભી રહ્યું છે. વેણુ=વેણું, મોરલી. જીવન ધીમી ધીમી છાય છે=જીવનને ન જણાય, ન સમજાય, એવી રીતે ઢાંકી દે છે; જીવનના ઉપર પથરાઇ જાય છે; જીવનને પોતાનું સ્વરૂપ ભૂલાવી મોહ-સ્તબ્ધ કરી પોતાની સાથે તન્મય બનાવી છે. આ શબ્દરચના તન્મયતાનું સાદી રીતે, પણ ઘણું સુન્દર અને સચોટ વર્ણન કરે છે.

૪. મ્હેવલો=મેહ, વરસાદ. શીળું=શીતળતા ભર્યું, મીઠું. લોલ–આ શબ્દ પણ તેના ખરા અર્થમાં વપરાયો નથી. ખરો અર્થ હાલતું, ડોલતું, કંપતું એવો થાય છે, છતાં મોરનો ટહુકો કાંઇક ઝોલાં ખાતો હોય છે, અને તેથી અહીં તેનો અર્થ 'ઝૂલતો, અને તેથી કરીને મધુર લાગતો અવાજ' કરીએ તો બેસતો આવશે. લવે=બોલે. જુઓ **કવિવરો ૧૩.** અન્વયઃ–કોયલ શીળું અને મોરલો લોલ લવે છે. મોહન મન્દિરિયે=મોહન–જેનાથી પોતાને મોહ લાગ્યો છે તે પ્રિયતમ–ના વાસ તરફ. આ શ્લોકની પ્રથમ બે પંક્તિઓમાં મોહ–આકર્ષણનાં ઉદ્દીપક કારણો, સંજોગો, દર્શાવ્યાં છે.

૫. અમિરમ્ય=અમૃત જેવા રમણીય. ઉર ઉર ઇ૦=પોતાના અને પ્રિયતમના હૃદયો વચ્ચે અભેદ રચતા હતા. પ્રભુજી અધરરમ્યાં=પ્રભુજીના, પ્રભુતુલ્ય કાન્તના ઓઠો ઉપર રમતાં, મોરલીનો ઓઠ સાથે સંયોગ થતાં નીકળી રહેતાં. વાયક=નાદ. છલકાય છે=સર્વ દિશાએ પ્રસાર પામે છે. કહિંય ઇ૦=કંઇક અણચિંતવી દિશા તરફ આકર્ષાઇ જાય છે.

૬. ગગનચંદની=આકાશમાંની ચંદ્રપ્રભા. જીવનઅંજની=જીવનને આંજી નાંખનારી. સ્થૂલચેતનને નન્દિની=જડ, નિર્જીવ તેમજ ચેતનમય, સજીવ અખિલ વિશ્વને આનન્દ આપનારી. બંસરી શું=બંસરીમાં.

૭. રાગસાગર કલ્લોલમાં=રાગ રૂપી સાગરના કલ્લોલમાં, ગાન–સમુદ્રનાં ન્હાનાં મોજાંમાં. પ્રાણ ટુહુકતા=આત્માના ભાવો–લાગણીઓ દર્શાવતા. અમોલ=અમૂલ્ય. વિરલી=વિરલ, ભાગ્યેજ પ્રાપ્ત થતી. પ્રીતભરેલી=

કૃતિમ યમક વાચકોને શ્રવણમાધુર્યનો પ્રિય રસ ચખાડે છે. રસ પ્રેમ=રસ અને પ્રેમથી ભરેલાં. આત્મપંખી=આત્મા રૂપી પંખીને. વહાવો=લઇ જાઓ. પથ=માર્ગે. ભાવાર્થઃ-તમે જે ગાનવિમાનમાં અને કવિતાની કનકમય પાંખ ઉપર બેસી ઉંચે પ્રભુબારણે ઉડો છો, તેજ માર્ગે તમે અમારા આત્મારૂપી પંખીને પણ ત્હમારા કાવ્યપ્રભાવે ઉચ્ચગામી થતાં શીખવો.

**મીઠી મોરલી.** પૃષ્ઠ ૧૬.

આ કાવ્યમાં કોઇ એક સુન્દરી પ્રિયતમની મોરલીના નાદથી બનેલી વિહ્વલ દશા પોતાની સખીને કહી સંભળાવે છે. આમાં સ્નેહના મોહક ઉન્માદક આકર્ષણનું અને તેને પરિણામે થતા સ્નેહીઓના અભેદ, તાદાત્મ્યનું ઘણું મનોહર ચિત્ર છે.

૧. મધુભર્યું=મીઠાશ ભરેલું ગાન. શું=કેવું. ઘેરૂં=ઉંડું, દૂર સુધી આછું આછું પણ સંભળાય તેવું. વેણુ=શબ્દ, સૂર. પીતાંવેણુ=મોરલીનો સૂર સાંભળતાં. બ્હીલો=એકલો પડેલો, બ્હાવરો. જીવ ઉડી જાય છે-જીવ ઉડી જવો એ રૂઢિપ્રયોગ હમેશાં ભય કે ત્રાસનું સૂચન કરે છે; અહીં ભયનો પ્રસંગ નથી, પણ જીવ બેચેન, વિહ્વલ થાય છે એવો કાંઇક અર્થ સંભવે છે. આલી=સખી.

૨. વ્હાલી=વ્હાલી લાગતી. ઝુલી ઝુલી જતી=ઝોલાં ખાતી આગળ સરે જાય છે. ઉરકુંજમાં=હૃદયસ્થાનમાં. ઉંડેરૂ ઇ૦=હૃદયના ઉંડા મર્મસ્થાનમાં મોરલીના ગાનના મધુર ભણકારા વાગી રહેતા હતા. લગની લાગવી=મોહવશ થવું, પાછળ પાછળ આકર્ષાવું. નેહલગની લાગી=હું મોરલી તરફના કે તે વગાડનાર પ્રિયતમ તરફના સ્નેહાકર્ષણથી ખેંચાતી રહું છું. દે મથી =મથી દે છે, મંથન કરી દે છે, હલાવી નાંખે છે. છેલ્લી બે લીંટીઓ વિહ્વલતાની પૂર્ણ દશા દર્શાવે છે.

૩. ઓઘ=પ્રવાહનું પૂર. અન્વયઃ-અમોઘ આંસુડાં તણા ઓઘ ઉછળે. અમોઘ (આંસુડાં)-આ શબ્દના ખરા અર્થ સચોટ, સફળ, અસરકારક, કે ઉત્પાદક એવા થાય છે, તેમાંનો એકે અહીં લાગુ પડે એમ નથી. 'ઓઘ' ની સાથેના અનુપ્રાસના લોભે આનો અહીં ઉપયોગ કરાવ્યો જણાય છે. મંજુ=મનોહર, રમણીય. સંસ્કૃતમાં આ શબ્દ માત્ર અવાજની મનોહરતા, મધુરતા માટેજ વપરાય છે, દેખાવની સુન્દરતા માટે નહીં. બાલુડી-એ મોરલીને ઉદ્દેશીને વાપરવામાં આવ્યું છે. 'લળે' નો અર્થ સ્પષ્ટ નથી; કદાચ

૬. વિલોલ (આ શબ્દ તેના ઉચ્ચારમાં રહેલી મધુરતા માટે વિશેષ પસંદ કરવામાં આવ્યો લાગે છે; તેનો ખરો અર્થ, હાલતું, કંપતું, ગોળ રગડતું ઇ૦ થાય છે)=આનન્દથી. રંગીલાં=રસિલાં જનો. જીવનઅમરપાર= જીંદગીને અમર–પરમાત્માને ધામ પ્હોંચાડે એવું.

**આમન્ત્રણ.** પૃષ્ઠ. ૧૯.

લોકદાઝ અને સ્વદેશપ્રેમથી વહેતું આ કાવ્ય ઘણા વખત ઉપર પ્રસિદ્ધ થતા 'નાગર–ઉદય' નામના માસિકમાં પ્રથમ પ્રકટ થયું હતું. તે પછી લેખકે પોતાની "યોગિની" ની નવલકથામાં તેને પુનર્જીવન આપ્યું હતું, અને ગીતમાળા ભા. ૧ લામાં તેનું અવતરણ થયું છે.

૧. સંગે=સંગાથમાં, સાથે. રંગે=ખુશાલીમાં. ઉછરંગે=ઉમંગથી. અમિકુંડ=અમૃતના કુંડમાં, સુખકારક જળસ્થાનમાં. જળખેલન=જળક્રીડા, પાણીમાંની રમત. મધુવન=મધુરતા ભર્યો જગત રૂપી બાગ. નન્દન=આનન્દદાયક. મંજુલ=મધુર, અહિં સુન્દર. ફૂલભરિયાં=ફૂલના સંગ્રહ સાથે રાખીને. વિશ્વપતિ પદમાં સરીએ=પરમાત્માના ચરણ તરફ જઇએ; પ્રભુ સાથે એકતા પામી શકાય એવી રીતે જીવન ગાળીએ.

૨. જીવનવન=જીંદગી રૂપી જંગલ. ઘનઘોર=અતિશય અંધારા વાળું. ગગનતિમિર=આકાશમાંનો અંધકાર; જીંદગીને ચોતરફથી ઢાંકી નાંખનાર અંધકાર. ઉભરાય=અતિશય ફેલાય. પ્રીતિકિરણ=સ્નેહના પ્રકાશ. અમોલો= અમુલ્ય (પ્રીતિનાં કિરણોથી). પુણ્યપનોતાં=પુણ્યથી પાવન કરનારાં. સાજ=સામગ્રી, સાધનો. સુમન મીઠલડાં=મીઠાશ ભર્યાં કુમળાં ફૂલ રૂપી આપણે સ્ત્રીઓ. સંચરીએ=ફરીએ.

૩. ભૂલન્તી પ્રભુપન્થ=પ્રભુપાસ પ્હોંચવાના માર્ગ તરફ જવાને બદલે અવળે માર્ગે ચ્હડી ગઇ હોય. બાલક=પ્રભુનાં સંતાનો, અજ્ઞાનથી બાલક જેવાં મનુષ્યો. ઉત્કંઠ=કંઠ ઉંચો કરીને, છુટે મ્હોંએ, અતિશય. પરિતાપતપ્યાં= સંતાપથી બળી રહેતાં. અજવાળાં ઇ૦=જ્ઞાન, સુખ આશા ઇ૦ નાં શીતળ તેજનો પ્રવેશ કરાવીએ. બાલુડાં ઇ૦=જગતની સુન્દરતા દર્શાવતાં મનુષ્ય–બાલકોને અંતઃકરણમાં જીવનનો ભરપુર રસ અનુભવતાં કરીએ.

૪. સમયસરિતા=વખત રૂપી નદી. મોજાં ઇ૦=કોઇક વખતે મોજાં શાંત હોય, કે કોઇક વખતે તુફાની હોય, બંને સંજોગોમાં. ધર્મપ્રીતિ=ધર્મ–

પ્રિયતમે રેલેલી, વર્ષાવેલી. માધુરી=મધુર રસપ્રવાહ. વારી વારી ઇ૦=હું મ્હારૂં સ્વર્વસ્વ તેને સંપૂર્ણ રીતે અર્પણ કરી તેના ઉપર આફ્રીન થાઉ છું.

## મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો! પૃષ્ઠ. ૧૮

ભાગવતમાં વર્ણવેલાં વ્રજમાંનાં ગોરસ એ પ્રભુએ આપેલાં જીવનરૂપી અમૃતરસજ છે એમ ગર્ભિત સૂચન કરી તેના મીઠા સ્વાદનું આનન્દભર રસિકતાથી પાન કરવા ભારત દેશનાં સ્ત્રી પુરૂષોને આ કાવ્યમાં ઉપદેશવામાં આવ્યું છે.

૧. જીવન લ્યો=જીવન રૂપી રસનો અનુભવ લ્યો.

૨. વેગે=ઝડપથી. ધર્મધેનુ=ધર્મરૂપી ગાય. અમિધાર=અમૃત જેવી મીઠી ધાર રૂપે. અન્વયઃ—ધર્મધેનુનાં ઝળકંતાં ને ઉજળાં દુધ અમિધા (રૂપે) ઝરે (છે). ભાવાર્થઃ—જીવનના કર્તવ્ય રૂપી ગાયના ઉજળા પ્રકાશિત દુધની અમૃતધારા પૂર વેગે વહી રહી છે.

૩. ધેન=ગાય. સેવે=સેવા કરે, જરૂરીઆતો પુરી પાડે. સ્વામીનીજી=લક્ષ્મીજી; જગતની મહામાયા. સોહ્યલ=શોભિતાં, સુન્દર. નીરે=નાંખે, આપે; આ પારિભાષિક શબ્દ છે. જળચાર=ઘાસ પાણી. ભાવાર્થ:—એ જીવનકર્તવ્ય રૂપી ગાયને સંસારની માયા–પ્રકૃતિ પોતે સેવે છે, અને પરમાત્મા પોતે તેનું પોષણ કરે છે.

૪. ગોપગોપિકા=ભક્ત સ્ત્રી પુરૂષો. તેજીલાં=તેજસ્વી (જીવન રૂપી દુધ) કનકકળશે=સોનેરી કળશમાં; રૂપક ચાલુ રાખવા 'કનક' ને બદલે વિશ્વ કે એવો કોઇ શબ્દ મુકયો હોત તો વધારે ઠીક થાત. અનન્ત=નિરંતર, અટકયા વગરની. ભાવાર્થ:—નરનારીઓ પ્રભુએ આપેલાં જે દૈવી અને તેજસ્વી જીવનરસ ધારણ કરે છે તે આ વિશ્વ રૂપી સોનાના કળશમાં અનન્ત ધારા–અસંખ્ય, નિરંતર ચાલુ રહેતાં પ્રાણીઓ–રૂપે વહે જાય છે.

૫. રસઝરણે=રસના પ્રવાહથી, વૃષ્ટિથી. કુંજનવન (કુંજન શબ્દ કુંજના જ અર્થમાં વન સાથે અનુપ્રાસના આકર્ષણે, વપરાયો લાગે છે; નહીં તો એવો કોઇ શબ્દ છે નહીં.)=સર્વ સંસાર. સર્યાં=વહ્યા. કાલિન્દી=જમના નદી. સુધાસાર=અમૃતના સત્વ. ભાવાર્થ:—જીવનરસનાં ન્હાનાં ઝરણાં, જે આ સંસારને પલાળી રહ્યાં છે, તે અમૃતના સત્વરૂપે આ જગતના પ્રવાહમાં ભળી સર્વ સાથે વહે જાય છે.

૨. પ્રીતિનીતિનાં=પ્રીતિ અને નીતિ ભરેલાં. કોયલ ઇ૦=સુખ અને આનન્દના સૂર વાઇ રહે છે. ટુહુરવ=મધુર સુર. ઉરરવ ભરિયું=હૃદયના ગાનથી ભરેલું (મન). વિલીન=મગ્ન, તલ્લીન.

૩. ભક્તિવીણા=ભક્તિ પ્રકટાવતી વીણા. કવિવરસંત=ઉત્તમ કવિઓ અને સંતપુરૂષો. કવે=ગાય, વિસ્તારે. કલ્લોલ=આનન્દ. રસલોલ=રસથી ઉત્સાહી. આવા આદર્શરૂપ ગૃહસુખને માટે પ્રીતિભર સ્વરથી જીવનને રસલોલ કરનારા પતિ હોવા એ ગૃહસંસારમાં એક આવશ્યક અંગ છે; ત્યારેજ સ્ત્રી સત્ય સૌભાગ્ય અનુભવી, ખીલાવી, દીપાવી શકે.

૪. ગાનવિમાને=ગાન રૂપી વિમાનમાં, રસગાનથી ઉચ્ચ માર્ગે જીવનને ઉચકતાં. ( જુઓ **કવિવરો** શ્લોક ૧૫.) પતિવ્રતવેણુ=પતિવ્રતનાં યશોગાન ગાતી વાંસળી, બંસી. લલકાર=મધુર સ્વર. લલના=સ્ત્રી. પ્રણયશી ઇ૦=સ્નેહ પોતે સુન્દર સ્વરૂપે મૂર્તિમાન થઇને વસે છે.

૫. આત્મયુગલ=આત્માઓનું સંધાન કરનારી જોડ. જનનિગુણ=જન્મભૂમિનાં ગુણ, યશોગાન. બાળ=ગુર્જરજનો; ગુજરાતનાં સંતાનો.

**સતી-સુન્દરી બ્હેનો !** પૃ૪. ૨૧.

આ કાવ્ય બે ભિન્ન ઉપદેશ-મણકાની માળા છે. પ્રથમ ઉપદેશ દંપતી-સ્નેહની મહત્તા સૂચવનારો છે, અને બીજો પતિત અવસ્થામાંથી ઉદ્ધાર મેળવવાનો માર્ગ દર્શાવનારો છે. છતાં તેની એકત્ર સંઘટના થઇ શકે એમ છે. ગૃહસ્થાશ્રમમાં રહી સ્ત્રી પુરૂષોએ એકત્ર જીવન ગાળતાં દંપતીજીવન સ્નેહયુક્ત સુખી બનાવવું એ પ્રથમ કર્તવ્ય છે, પરંતુ તેટલેથીજ સંતોષ માની બેશી ન રહેતાં દેશજનોનાં દુઃખ, અજ્ઞાન અને સંકટો નિવારવા યથાશક્તિ પ્રયત્નો કરવા એ પણ ગૃહસ્થાશ્રમનું કર્તવ્ય છે.

૧. રંગ રમીએ=આનન્દ માણીએ. શીયળ સુખ અમિરંગ-જીવન=શીયળના સુખવાળું અને અમૃત જેવા મીઠા આનન્દવાળું જીવન. વહીએ=ગાળીએ.

૨. ઉરસિન્ધુ=હૃદયરૂપી સમુદ્ર. તરંગમાં=મોજાંથી, ઉછાળાથી. પ્રીતિનૌકાથી=સ્નેહરૂપી વહાણથી. અહીં એકજ વાક્યસંબંધમાં "ઉરસિન્ધુ" અને "જગસિન્ધુ" જરા અસ્થાને જણાય છે, છતાં આ સાખીની બીજી લીટી ઘણી સુન્દર છે. જગદાધાર=જગતના આધાર રૂપ પરમેશ્વર. શીળો=

પ્રભુ તરફનો ધર્મ તેમજ જીવનની ફરજો—અને સર્વ તરફ પ્રેમભાવ. શિરતાજ =માથાનો મુગટ. સીતાજી ઇ૦=સીતાજીના જેવા સતીપણાને માથાના મુગટ રૂપ ગણી, તેવા સતીપણાને આદર્શ ભાવના રૂપ, ઉત્તમ રૂપ, માની. પરજીવનમાં=મૃત્યુ પછીના ઉચ્ચ જીવન તરફ.

૫. સુરનદી=દેવલોકની નદી, પ્રભુએ સરજાવેલી ઉત્તમ નદી. કુસુમ દડાથી=ફૂલના બનાવેલા દડાથી. ભાવાર્થઃ—સુન્દર, રસિક, આનન્દકારક સાધનોથી અને સંજોગોમાં જીવન ગાળતાં હોઇએ. ઉરફૂલ=હૃદયરૂપી ફૂલો. ઉરફૂલ ગુંથી=હૃદયો-મનુષ્યો એકત્ર કરી, ભેગાં કરીને. સુરજીવનલહરી=દિવ્ય જીવનનો આનન્દ. સહ=સંગાથમાં. પતિપ્રભુ કંઠે=પતિને પ્રભુ રૂપ ગણીને તેમને કંઠે. સંગીતમાળા=આવાં કાવ્યોનાં ગાનરૂપી માળા.

**રમવાને આમન્ત્રણ.** પૃષ્ઠ. ૨૦.

પ્રેમ આનન્દ અને ઉલ્લાસભરેલા રસિક સ્ત્રીપુરૂષ—જીવનનું મીઠું મનોહર ગાન આ કાવ્ય પુરૂં પાડે છે. "પ્રીતિનીતિનાં ગૃહકુંજોમાં" એક તરફથી "પ્રિય **પતિના પ્રીતિભર સ્વર** જ્યાં જીવન કરે રસલોલ," અને તેવીજ રીતે "પતિવ્રત વેણુ" ના "લલકારની **લલનાહૃદયે પ્રણયશી મૂર્તિ સુહાય**" અને "**પતિપત્નીનાં** માત્ર વ્યાવહારિક શરીરસંબંધના બન્ધનની નહિ, પણ "**આત્મયુગલની**"—આત્માઓના સંધાનની—"રૂડી **ફુલમાળ ગુંથી** હોય" એ ગૃહસંસારનું, દંપતીજીવનનું, કેવું સૌભાગ્યમય આદર્શ છે! આ "નન્દનવન" જેવી "ગુર્જરી વાડી" માં આવીજ "ફુલવનવેલી" ઓ સ્થળે સ્થળે ઉગે અને ફાલે તો કેવું સારૂં!

આ કાવ્ય કન્યાઓ અને યુવતીઓએ મુખપાઠ કરી વખતોવખત ગરબામંડળો વગેરે પ્રસંગોએ ગાતાં રહેવાની ભલામણ કરવા જેવું છે.

૧. પ્રીતિસુખસાજ=પ્રેમભર્યાં સુખનાં સાધનો. ઉછરંગે=ઉલ્લાસથી. નન્દનવન=સ્વર્ગનો બાગ નન્દનવન કહેવાય છે, એ નન્દનવન જેવી. ગુર્જરી વાડી=ગુજરાત રૂપી બગીચો. અમિઝરણાં=અમૃત વહેતાં ઝરણો. સંગીત ધરણાં=સંગીત ધારણ કરતાં, સંગીત ગાતાં. લચી=નમી. ફૂલવનવેલી=ફૂલથી ફાલેલી વનમાંની વેલીઓ. વ્હે અમિઝરણાં ઇ૦=જે ગુર્જર પ્રદેશમાં અમૃતમય અને મધુર આનન્દ રેલાઇ રહે છે, અને જ્યાં બાલકો સહિત સુન્દર સન્નારીઓ કલ્લોલ કરે છે ત્યાં.

૨. પ્રીતિનીતિનાં=પ્રીતિ અને નીતિ ભરેલાં. કોયલ ઇ૦=સુખ અને આનન્દના સૂર વાઇ રહે છે. ટુહુરવ=મધુર સુર. ઉરરવ ભરિયું=હૃદયના ગાનથી ભરેલું (મન). વિલીન=મગ્ન, તલ્લીન.

૩. ભક્તિવીણા=ભક્તિ પ્રકટાવતી વીણા. કવિવરસંત=ઉત્તમ કવિઓ અને સંતપુરૂષો. કરે=ગાય, વિસ્તારે. કલ્લોલ=આનન્દ. રસલોલ=રસથી ઉત્સાહી. આવા આદર્શરૂપ ગૃહસુખને માટે પ્રીતિભર સ્વરથી જીવનને રસલોલ કરનારા પતિ હોવા એ ગૃહસંસારમાં એક આવશ્યક અંગ છે; ત્યારેજ સ્ત્રી સત્ય સૌભાગ્ય અનુભવી, ખીલાવી, દીપાવી શકે.

૪. ગાનવિમાને=ગાન રૂપી વિમાનમાં, રસગાનથી ઉચ્ચ માર્ગે જીવનને ઉચકતાં. ( જુઓ **કવિવરો** શ્લોક ૧૫. ) પતિવ્રતવેણુ=પતિવ્રતનાં યશોગાન ગાતી વાંસળી, બંસી. લલકાર=મધુર સ્વર. લલના=સ્ત્રી. પ્રણયશી ઇ૦=સ્નેહ પોતે સુન્દર સ્વરૂપે મૂર્તિમાન થઇને વસે છે.

૫. આત્મયુગલ=આત્માઓનું સંધાન કરનારી જોડ. જનનિગુણ=જન્મભૂમિનાં ગુણ, યશોગાન. બાળ=ગુર્જરજનો; ગુજરાતનાં સંતાનો.

**સતી–સુન્દરી બ્હેનો!** પૃષ્ઠ. ૨૧.

આ કાવ્ય બે ભિન્ન ઉપદેશ–મણકાની માળા છે. પ્રથમ ઉપદેશ દંપતી–સ્નેહની મહત્તા સૂચવનારો છે, અને બીજો પતિત અવસ્થામાંથી ઉદ્ધાર મેળવવાનો માર્ગ દર્શાવનારો છે. છતાં તેની એકત્ર સંઘટના થઇ શકે એમ છે. ગૃહસ્થાશ્રમમાં રહી સ્ત્રી પુરૂષોએ એકત્ર જીવન ગાળતાં દંપતીજીવન સ્નેહયુક્ત સુખી બનાવવું એ પ્રથમ કર્તવ્ય છે, પરંતુ તેટલેથીજ સંતોષ માની બેશી ન રહેતાં દેશજનોનાં દુઃખ, અજ્ઞાન અને સંકટો નિવારવા યથાશક્તિ પ્રયત્નો કરવા એ પણ ગૃહસ્થાશ્રમનું કર્તવ્ય છે.

૧. રંગ રમીએ=આનન્દ માણીએ. શીયળ સુખ અમિરંગ–જીવન=શીયળના સુખવાળું અને અમૃત જેવા મીઠા આનન્દવાળું જીવન. વહીએ=ગાળીએ.

૨. ઉરસિન્ધુ=હૃદયરૂપી સમુદ્ર. તરંગમાં=મોજાંથી, ઉછાળાથી. પ્રીતિનૌકાથી=સ્નેહરૂપી વહાણથી. અહીં એકજ વાક્યસંબંધમાં "ઉરસિન્ધુ" અને "જગસિન્ધુ" જરા અસ્થાને જણાય છે, છતાં આ સાખીની બીજી લીટી ઘણી સુન્દર છે. જગદાધાર=જગતના આધાર રૂપ પરમેશ્વર. શીળા=

શીતળ કરતો. દ્રૌપદીસત્યપ્રકાશ=દ્રૌપદીના સત્ય જીવનનો પ્રકાશ. પ્રભુતા પાળે =નિરંતર ઇશ્વરભાવના કાયમ રાખે છે.

૩. તુફાનભરે=વાવાઝોડાના તુફાન સાથે, તુફાનની અસરથી. નાવડાં= દંપતીજીવન રૂપી હોડકાં. તરતાં ત્યાં ખેંચાય=પાણી ઉર રહી ડુબી ન જતાં આગળને આગળ તણાતાં રહે છે; જીવન ટકાવી રાખી સુખદુઃખનાં તોફાન છતાં ચોકસ માર્ગ તરફ આગળ વધે જાય છે. હાથ ધરન્ત અનાથ=અનાથ, નિરાધાર જનોનો હાથ પકડી રક્ષણ કરે છે; આ રચના જરા ક્લિષ્ટ છે. જગમાં જી૦=જગતમાં સર્વ સ્થળે પ્રીતિભાવના પ્રસરી રહે એવું સહુજનો અંતઃકરણથી માગે છે; તો પછી પતિપત્ની જી૦=પતિપત્નીનું જીવન એ પ્રીતિનું તેજ શા માટે જતું કરે? જ્યારે સર્વ પ્રાણીઓ પરસ્પર સ્નેહની અપેક્ષા રાખી રહે, ત્યારે દંપતી, જે સ્નેહનો ભંડારજ હોવાં જોઇએ, તે તેને ત્યજી દે એ કેવું કહેવાય?

૪. સતીત્વધ્રુવનો તારલો=ધ્રુવના તારાની પેઠે નિરંતર અને સર્વત્ર પ્રકાશમાન જણાતું સતીત્વ. દંપતીનભે=દંપતીરૂપી આકાશમાં; આકાશમાં જેમ ધ્રુવના તારાનું નિરંતર અને અવશ્ય સ્થાન હોયજ, તેમ દંપતીમાં સતીત્વ-સત્ય પ્રેમ-નું અસ્તિત્વ હોવું જોઇએ. અનુસરતાં=એવા તારલાને દૃષ્ટિબિન્દુ બનાવી તેને બતાવેલે માર્ગે જતાં. વિકટ=મુશ્કેલ, જોખમકારક (સમુદ્ર).

તાત્પર્યઃ—આકાશમાં ધ્રુવનો તારો ઉત્તર દિશા તરફ અચળ રીતે નિરંતર અને અવશ્ય પ્રકાશ્યા કરતો હોવાથી, સમુદ્ર ઉપર પ્રયાણ કરતા, વખતે દિશાના નિર્ણયની મુશ્કેલીમાં આવી પડેલા, વહાણવટીઓ આ ધ્રુવના તારાનું નિશાન રાખી તેને આધારે સત્ય માર્ગ શોધી પ્રયાણ ચાલુ રાખે છે, તે પ્રમાણે કોઈ ઉચ્ચ દંપતીજીવનમાં પ્રકાશી રહેલા સતીત્વ, સત્ય સ્નેહ, ને પોતાના સચોટ દૃષ્ટિબિન્દુ તરીકે રાખવાથી વિકટ સંસારમાં પાર ઉતરી શકાય છે. વાચકને જણાશે કે આ રૂપકની ઉપમા ઘણી સચોટ, સુન્દર અને ઉચ્ચગામી છે. શણગારે=શોભાવે. વ્રત=પતિવ્રત.

તારામતી એ દૃઢ સત્યપરાયણ હરિશ્ચન્દ્ર રાજાની પતિભક્ત પત્ની હતી. રાજાને સત્ય ધર્મના પાલન અર્થે પ્રિયપત્ની તથા પુત્રને વેચવાનો પ્રસંગ આવતાં આ તારામતી માત્ર સ્નેહીના વિયોગદુઃખ શિવાય બીજી કોઇ રીતે આનાકાની ન કરતાં પતિના જીવનધર્મને પોષવા, વળગી રહેવા, જાતે વેચાવા

કબૂલ થઇ હતી. સીતા તથા સાવિત્રીનાં જીવનઆખ્યાનો તો સુપ્રસિદ્ધ જ છે.

૫. સુકાન=વહાણની ગતિમાં દિશા દોરનારૂં યંત્ર. નાવિક=વહાણ ચલાવનાર. વેશ=અહીં તેનો અર્થ પરિસ્થિતિ, આસપાસના સંજોગો, થાય છે. પડતીમાં સડતો–રા. રામમોહનરાયનાં કાવ્યોમાં સર્વત્ર વ્યાપી રહેલા પદલાલિત્યમાં, મધુરતામાં, આ શબ્દો કાંઇ અપવાદરૂપી લાગે છે. ગર્વ=મ્હોટાઇનું, શોભાનું, ભાન. મ્હાલે=વ્યાપી રહ્યું છે. આ આક્ષેપ સ્ત્રીવર્ગને ઉદ્દેશીને મુકવામાં આવેલો જણાય છે. સામાન્ય, ઘણા મ્હોટા ભાગના, સ્ત્રીવર્ગમાં વસ્ત્ર અને આભૂષણની સુન્દરતા પ્રાપ્ત કરવામાં જ જીવનધર્મની મ્હોટાઈ સમાપ્ત થાય છે.

૬. નૌકા=વહાણ. દાહે=બાળે, નાશ કરે છે. સુખ–આ શબ્દ અહીં બહુ સાર્થક જણાતો નથી, ફક્ત ઉપરની લીંટીના સુખની સાથે પ્રાસના મેળ ખાતર વપરાયો લાગે છે. વૃત્તિ, વલણ એવો અર્થ બેસાડી શકાય. નહિં મન્દિર ઇ૦=આ આક્ષેપ જે કેટલીક સ્ત્રીઓ પોતાનું કલ્યાણ મન્દિરે મન્દિરે દોડી દર્શન કરતાં ફરવામાં જ સમાયેલું સમજે છે, તેમને ઉદ્દેશીને છે. પાપપુંજ=પાપના ઢગલા. અન્ય માર્ગે=ધર્મ નીતિ અને પ્રીતિના સત્યમાર્ગથી અવળી દિશાએ.

૭. સાગર=સંસારરૂપી સાગર. સામો તીર=આ સંસારની પાર પ્રભુનું ધામ. નાવડું=મનુષ્ય જીવન. સુગુણ=ગુણવાળાં; સદ્‌ગુણી. સતીશક્તિએ=સતીપણામાં રહેલી અદ્‌ભુત પ્રભાવવાળી શક્તિથી. મન્દિરદંપતી=દંપતીના મન્દિરે; શબ્દક્રમ ઉલટાવાયો છે.

**જળ ભરવાને ચાલો રે.** પૃષ્ઠ. ૨૩.

યુવાવસ્થાનો કાળ માત્ર પોતાનાજ ભોગવિલાસ કે સુખાનન્દમાંજ ન ગાળતાં પોતાની આસપાસ દૃષ્ટિએ પડતાં અનેક ભૂખ્યાં, તરસ્યાં, નિરાશ, નીરસ બની ગયેલાં દેશજનોને તેમની જોઈતી જરૂરીઆતો યથાશક્તિ પૂરી પાડી સંતોષવામાં, ઉદ્ધારવામાં, સુખી કરવામાં બનતા પ્રયત્નો આચરવા અને એ માર્ગે સ્ત્રીઓએ પોતાની કોમળ પ્રેમાળ વૃત્તિશક્તિઓનો ઉપયોગ અન્ય દેશજનોના હિત અર્થે પણ વિસ્તારવો એ ધર્મ સૂચવવાનો આ કાવ્યનો ઉદ્દેશ છે.

૧. ખીલ્યું=ખીલેલું. યૌવન મ્હાલો=યુવાવસ્થાનો સારો લાભ લો

સંસારની કોઇ જરૂરીઆતની કુદરતી તૃષા ન છીપાવી શકનારાં મનુષ્યોને તેમનતું ઈષ્ટ જળ ભરી લાવી તેમને સંતોષવા આ ઉપદેશ છે.

૨. લણવા=કણસલાં કાપવા. યૌવનભરમાં=પૂર્ણ યુવાવસ્થામાં. મનુબાલક=મનુષ્યો. પ્રભુની થાળ=પ્રભુએ પ્રેમના કુદરતી સાધનોથી પૂરાં પાડેલાં ધાન્ય. ખાસ=ખાસકરીને.

૪. રસ સિંચવાને=રસિકતા, હોંસ, ઉમંગ, ઉત્પન્ન કરવાને. યૌવનવન=યુવાવસ્થા રૂપી બાગ. વનનો હમેશનો અર્થ અરણ્ય જંગલ થાય છે, પણ આ લેખક ઘણીક વખત તેને બાગ, વાડી, ના અર્થમાં પણ વાપરે છે, અને જુદી જુદી વસ્તુઓનું ઉપમેય બનાવે છે. (સરખાવો, સદનવન, જીવનવન). અમર=મૃત્યુનાં પંજામાંથી મુક્ત કરે તેવાં; આ જગાએ શબ્દનો પ્રેરક અર્થ છે. યૌવનવન ઇ૦=યુવાવસ્થાનો જો યોગ્ય રીતે સદુપયોગ થાય તો તેનાં કાર્યોનાં ફળ એવાં હોય છે કે તે મનુષ્યને યશ, કીર્તિ અને સ્મરણથી અમર બનાવે છે. લતાકુંજે=વેલીઓના માંડવાઓમાં. લચતાં=નીચી નમીને ફરતાં. લતાકુંજે લચતાં=લોકમંડળોમાં ભળતાં. હૃદયવાડી=અન્ય જનોનાં અંતઃકરણો. અમિધાર=જીવનને લીલીછમ, રસિક બનાવી મુકતી અમૃત જેવી મીઠી ધાર. પ્રફુલ્લ ઇ૦=જેથી તે હૃદયવાડી પ્રફુલ્લ અને રમણીય બને.

૫. ગીત=પ્રભુના ગુણોનાં ગાન, અથવા જીવનનાં સંગીત. પતિપ્રભુનાં=પતિ અને પ્રભુનાં. અહિં પતિનો પ્રવેશ અસ્થાને લાગે છે; છતાં, યૌવન જેમ પતિનાં ગીતમાં ગાળો છો તેમ પ્રભુના ગીતમાં પણ મ્હાલો, એવો અર્થ થઇ શકે. રાસ=આનન્દમય ક્રીડાઓ. ઉરમાં=હૃદયમાં રાખીને. નન્દન=પુત્ર. સુન્દર એ નન્દનનું વિશેષણ છે. નન્દનો=કૃષ્ણને વ્રજમાં ઉછેરનાર નન્દ નામના ગોપનો. નન્દન સુન્દર નન્દનો=શ્રી કૃષ્ણ. વેણુ=વાંસળી. અન્તર ઇ૦=તે વેણુને અન્તરમાં ઝીલી—હૃદયમાં ઉતારી—અમૃતભર્યાં પ્રભુ ફૂહેણ રેલાવો—પ્રભુના અમૃતમય સંદેશા, આજ્ઞાઓ, સર્વજનોને સમજાવો.

૬. ઝીલું—તાણ્ડું, ખીલવું. અમિ=અમૃત રસ; રસિકતા. ભરવા=ગ્રહણ કરવા.

## ભારતી સ્ત્રીગીત. પૃ૪. ૨૫.

આ ગીત લેખકની 'યોગિની' નામની વાર્તામાં મહિલાસમાજના સંમેલન વખતના ગરબામાં પ્રથમ ગવાયેલું છે. હાલના જાતિ, કોમ, પ્રાન્ત

ઇત્યાદિના મ્હોટા ભેદ ભૂલી જઇ સમગ્ર દેશને એકજ સ્વરૂપે નીહાળી સ્વદેશ પ્રત્યે પ્રીતિ, ભક્તિ, અભિમાન ઉભરાવતો ઉત્સાહક ઉપદેશ આપનારૂં આ ગીત જેટલું આવશ્યક અને ઉપયોગી છે, તેટલુંજ સુન્દર અને આહ્લાદક પણ છે. જ્યારથી ભારતની સુન્દરીઓ ઉચ્ચ અભિલાષથી પ્રેરાઇ, ચાલો આપણે "ઐક્યતાન વાઇએ" "જનનીગાન ગાઇએ" "હિન્દદેવી વન્દિએ" અને "માતૃભૂમિ પૂજીએ" એવી નિશ્ચયપૂર્વક પ્રતિજ્ઞા લઇ તેને આચારમાં મુકશે, ત્યારથી ખરેખર તેઓ હિન્દદેશને, પોતાનાં સંતાનો દ્વારા, ઉન્નતિવિમાનમાં ઉડતો કરશે. આ ગીત મ્હારા અભિપ્રાય પ્રમાણે ગુજરાતમાં સ્ત્રીઓ માટે રાષ્ટ્રીય ગીત તરીકે પ્રતિષ્ઠિત થવા જેવું છે. જોકે તેમાંની સંસ્કૃત શબ્દોથી ભરેલી રચનાને લીધે તે પારસી ઇસ્લામી અને અશિક્ષિત હિન્દુ સ્ત્રીઓ સહેલાઇથી ઝીલી શકે નહી એમ છે, છતાં વખતોવખતના મ્હાવરાથી પરિચિત થયા પછી બહુ મુસ્કેલી નહિ નડે એમ મ્હારૂં માનવું છે. આ Original કાવ્યમાંના વિચારોને આ સંગ્રહમાંના "સ્વદેશ ધર્મ" ના અનુવાદિત કાવ્યમાંના વિચારો સાથે ઘણું સામ્ય છે.

૧. સાંચરો=સંચરો, ચાલો. ભારતી=ભારત દેશના. ચારૂ=સુન્દર. ભારતી ઇ૦=ભારત દેશરૂપી મકાનના સુન્દર આંગણાંમાં. ગીતરંગ=ગીતોના આનન્દનો પ્રવાહ.

૨. રજની=રાત્રી. અનિલ=પવન. સુરભિ=સુગન્ધી. મલકાય=પવનના ધીમા ધીમા વાવાને મનુષ્યના મન્દ આનન્દપૂર્વક હાસ્યની સાથે જોડેલી કલ્પના સુન્દર છે. ચન્દ્રામુખ=ચન્દ્રના મ્હોં ઉપર. નન્દન=આનન્દ ભરેલી. સ્મિતલહરી=ધીમા હસવા રૂપી લ્હેર. લહકાય=રેખા રૂપે પથરાય; આ શબ્દ લ્હેકો શબ્દ ઉપરથી ઉપજાવી કાઢેલો લાગે છે. રમા=લક્ષ્મી દેવી. શારદા=સરસ્વતી દેવી. રમે રમા ઇ૦=આ ભારત દેશના ચોકમાં ધનની દેવી લક્ષ્મી તેમજ વિદ્યા, જ્ઞાન, બુદ્ધિની દેવી સરસ્વતિ, રાસ રમે છે. કુંકુમે ઇ૦=જેમાં નદી, પર્વત, સરોવરો ઇ૦નાં મંગલમય કલ્યાણસૂચક ચિત્રો રચાયલાં છે.

૩. સુરગાન=દિવ્ય, દેવતાઇ, સંગીત. દ્રવે=રેલે. તાન=સંગીતની ધૂન. પલ્લવે=કુંમળાં પાંદડાંથી. દેશવાડી=ભારતદેશ રૂપી બાગ. નવલ=નવાં, ખીલતાં. કુંજકુંજ=દરેક રમણીય સ્થાનમાં. ધારી=ધારણ કરી રહી છે. પુષ્પપુંજ=ફુલના ગુચ્છાઓ. વૃક્ષવલ્લરી=ઝાડ અને લતાઓ. દેશવાડી ઇ૦=ભાવાર્થઃ—આપણા દેશમાં હાલના નવા યુગનાં યુવાન ઉછરતાં મનુષ્યો ભવિષ્યની ઉચ્ચ

આશાઓની ઝાંખી કરાવી રહેતાં દૃષ્ટિએ પડે છે, અને પુરૂષો સ્ત્રીઓ (વૃક્ષ-વલ્લરી )ની સમગ્ર પ્રજા ( nation ), શક્તિ અને સદ્ગુણોની સુગન્ધ ચોતરફ પમરાવતાં પોતાનાં સંતાનોની સંઘો, સમાજો, સંમેલનો ( પુષ્પપુંજ -Congresses, Conferences, Societies &c.) સ્થળે સ્થળે પ્રકટાવી રહી છે. જનનિગાન=માતૃભૂમીનાં યશોગાન.

૪. બ્રહ્મપુત્ર=બ્રહ્મપુત્રા નદી. શુભતીર=સુન્દર કીનારા વાળી. નીર=પાણી. ગુર્જરી=ગુજરાતની સ્ત્રીઓ. બંગસુન્દરી=બંગાળી સ્ત્રીઓ. દ્રાવીડી=ભારતના દક્ષિણ ભાગમાં આવેલા દ્રાવીડ દેશની સ્ત્રીઓ. મહારાષ્ટ્રી=દક્ષિણી સ્ત્રીઓ. ઐક્યતાન=ઐક્યતાનું, સંઘટ્ટ સંપનું, ગાન. વાઈએ=વગાડીએ. ભાવાર્થઃ- ભારતના સર્વે પ્રદેશોની સન્નારીઓ ! આવો આપણે જાતિ, સ્થાન, ભાષા, રૂઢિ, વેશ ઇ૦ સર્વ બાહ્ય ભેદો ભૂલી જઇ સર્વે એકજ ભારત માતાનાં સંતાનો, અને તેથી સગપણ અને સ્નેહથી સંધાયેલાં એક લોહીનાં ભાંડુઓ, છીએ એવી ભાવનાથી એકતા, અભેદ, ગૃહણ કરી તે માતાનાં ગાન ગાઇએ.

૫. કુસુમિત=ફૂલો જેને ફૂટવા માંડયાં છે તેવી ( લતા ). લલિતા=રમણીય. લતા-લલના=ઉપર જણાવી તે વેલી રૂપી સ્ત્રીઓ. તરૂપતિ=ઝાડ રૂપી પતિ. તરૂપતિસંગ=જુદા જુદા પ્રાન્તોની સન્નારીઓ પોતપોતાના પતિઓના સંગાથમાં. વિવિધ વર્ણ નવરંગ=જાત જાતના નવનવા વર્ણની (લતા-લલના). વિલાસિની=આનન્દના રસમાં વિલાસ કરનારી વન્દીએ=નમન કરીએ.

૬. હિમાલયશિર=હિમાલય પર્વતના શિખર જેવી; ઘણુંજ ઉચ્ચ આશય, આદર્શ, વાળી. મન આશ=અમારા મનની આશા છે, મહેચ્છા (aspiration) છે. તદપિ=તથાપિ, છતાંપણ. ભિન્ન જાતિ ઇ૦=જાતિ, રિવાજ ઇત્યાદિમાં આપણે ગમે તેટલાં જુદાં હોઇએ તોપણ આપણો વાસ એકજ માર્ગી થાય, સમગ્ર ભારતદેશનું વાસ્તવિક કલ્યાણજ આપણું લક્ષ્ય બિન્દુ રહે, એટલીજ મનની અભિલાષા છે. હૃદયપાત્ર=હૃદય રૂપી થાળ. અર્ઘ્ય=પૂજા વખતે દેવને વધાવી લેવાની સામગ્રી. મંગલ પ્રીત અર્ઘ્ય=સ્વદેશપ્રેમરૂપી માંગલિક અર્ઘ્ય. ભક્તિ આત્મસુવાસે ભરી=આત્માના સુગન્ધથી ભરેલી, આત્માનાં ઉચ્ચ સંસ્કાર વાળી ભક્તિ વડે.

**ગોકુલલીલાઃ બંસીનાદ.** પૃષ્ઠ ૨૬

શ્રી કૃષ્ણે બાલ્યાવસ્થામાં ગોકુળ મથુરાં વ્રન્દાવન ઇત્યાદિ સ્થળે કરેલી બાળ લીલા-બાળચેષ્ટામાંની એક એમનું બંસીગાન હતું. જયારે તે પૂર્ણરસિકતાથી

આ ગાન કરતા તે વખત આસપાસનાં સર્વ નગરજનો, ખાસ કરીને ગોપગોપિકાઓ, એટલાં રંજિત, આહ્લાદિત, તલ્લીન થઇ જતાં કે તેમને પોતાની જાતનું ભાન રહેતું નહિ અને તેના નાદની પાછળ ઘેલાં ઘેલાં થઇ ફરતાં, એવો આ બંસીસુરના પ્રેમાકર્ષણનો, તન્મયતા ઉત્પન્ન કરવાનો, કાંઇક અલૌકિક પ્રભાવ હતો. આ આકર્ષક, મોહક, પ્રભાવનું વર્ણન એ આ કાવ્યનો વિષય છે. તેમાં વ્રન્દાવનનું, બંસી વગાડતા શ્રી બાલકૃષ્ણનું, તેના નાદથી પુરવાસીઓમાં થતી વિહ્વલતાનું, કુદરત ઉપર તેની થતી અસરનું ટુંકું ટુંકું પણ ઘણું રસિક વર્ણન કરવામાં આવ્યું છે. વૈષ્ણવ ભક્તોને આ ન્હાનું કાવ્ય ઘણું પ્રિય અને મનોરંજક થઇ પડે એમ છે. અંતભાગમાં એ બંસીનાદનો ધાર્મિક વ્યંગાર્થ પણ સારો સૂચવવામાં આવ્યો છે.

૧. ધૂનિ=મોહ. રવપૂર=સુરનો પૂર પ્રવાહ. અબોલા ઇ૦–અન્વયઃ- કોકિલા અબોલા (થઇને) શી શમી !=એ વાંસળીના સુર સાંભળી કોયલ પણ કેવી બોલતી અટકી જઇ શાંતિથી તે સાંભળવા લાગી ! થંભ્યાં=ચાલતાં ચાલતાં ઉભાં રહ્યાં. ધણ=ગાયોનાં ટોળાં. મુગ્ધ=મોહવશ.

૨. વ્રન્દાવન=વ્રન્દાવનમાં. સુહાય=શોભી રહે છે. ઋતુરાય=ઋતુઓનો રાજા, વસંતઋતુ. યૌવનમાં ઇ૦= વસન્તઋતુનો પૂર્ણ ખીલાવટવાળો મધ્ય. કાળ ચાલે છે. તીર=કાંઠા કિનારા ઉપર.

૩. મ્હોરલચ્યાં=મ્હોરના ભારથી થોડાંક નીચાં નમેલાં. મલકાય= આનન્દિત દેખાય છે. સિંચે=ધીમે ધીમે રેડે છે. ઘણી યોગ્ય ઉપમાથી આ શબ્દ વપરાયો છે. ઉષા=પ્રાતઃકાળ. સુરરવ=વાંસળીના દિવ્ય અવાજમાં. આ શ્લોકમાં વ્રન્દાવનમાંની કુદરતની રમણીયતાનું વર્ણન છે.

૪. એકલડો કો બાળ–દૂર હોવાથી ગોપ ગોપીઓ આ વાંસળી વગાડનારને ન ઓળખી શકવાથી ‘કો બાળ’ જ જાણતાં હતાં.

૫. ગિરિવરગોવર્ધનશિર=પર્વતોમાં ઉત્તમ એવા ગોવર્ધન પર્વતના શિખર ઉપર. મુનિવરરાજ=ઉત્તમ મુનિઓ; વર અને રાજ એ બંને ઉત્તમતા દર્શક શબ્દો સાથેજ વાપરવામાં પુનરૂક્તિદોષ થયો છે. નન્દગામ=મથુરા પાસેનું એક ન્હાનું ગામ છે. જનપૂર=માણસોનો સંઘ.

૬. લીન=તલ્લીન થઇ ગયાં છે. દિવ્ય ઇ૦=જગત આ દેવતાઇ ગાનમાં મશગુલ થઇ દીન, લાચાર, બની ગયું છે. પ્રણય ઇ૦=સહુ મનુષ્યોનાં હૃદયોમાં પ્રેમ ન સમાવાથી ઉભરાઇ જાય છે. આ શ્લોકમાં વાંસળીના સુરની વ્રજનાં પ્રાણીઓ ઉપર થયેલી તન્મયતાની અસર ચિત્રાઇ છે.

૭. રમે=ખેલી બતાવે છે. અવનવાં તાન=તરેહ તરેહની ચેષ્ટાઓ. અધર=હોઠ ઉપર. બાલ=ચોથા શ્લોકમાં જણાવેલો 'કો બાળ', બાલક કૃષ્ણ. લવે=બોલે છે, ગાય છે. ( સરખાવો–" લોલ લવે મોરલો જો." ઓઠી મોરલી. )

૮. ગોપબાલ=શ્રીકૃષ્ણ જેને ઘેર ઉછર્યા હતા તે નન્દ જાતે ગોપ, ગોવાળ હતો, તેથી કૃષ્ણ પણ ગોપબાલ કહેવાય છે. અભિરામ=મનોહર, સુન્દર. ભૂરકી ઇ૦=ત્હોયે, એ બાલ ન્હાની વયનો હોવા છતાં પણ, એનું રૂપ-લાવણ્ય ભૂરકી નાંખતું હતું, અને અનૂપમ મોહકારક જાળ પાથરતું નથી.

૯. લોચનમય ઇ૦=મન તેની આંખો તરફજ આકર્ષાઇ રહેતું હતું, અને તેની આકર્ષણશક્તિ એટલી બધી હતી કે જોનાર પોતાનું જીવન તેમજ આસપાસનું જગત પણ ભૂલી જતું હતું.

૧૦. માધુરી=મધુર રસપ્રવાહ. હૃદયરવની=શ્રીકૃષ્ણના હૃદયમાંથી નીકળતા સુરની. રસબસ થઇ=રસમાં નિમગ્ન બની રહી. ટૌકાર=વાંસળીનો સુર; મોર અથવા કોયલના અવાજને માટે વપરાતો આ શબ્દ અહીં વાંસળીના સુર માટે વાપરી બંનેની આકર્ષક મધુરતાનું સામ્ય સૂચવ્યું છે. સર્યાં=ખસી ગયાં, ઠેકાણે ન રહ્યાં. વિવશ=વિહ્વલ, બ્હેબાકળાં. બાલપદમાં=બાલક શ્રીકૃષ્ણના ગાનમાં.

૧૧. રંગરાગની=આનન્દ અને પ્રેમભાવની. રમઝટ=એકતાન, મશગુલપણું, તલ્લીનતા. નવલ ઇ૦=દાંડીયાના ખેલથી નવનવો રસ જામી રહ્યો છે.

૧૨. સુરહિન્દોલ=નાદને-અવાજને હિંચકે. લચે રસલોલ=શબ્દાર્થ સ્પષ્ટ નથી; ભાવાર્થ એવો સમજાય છે કે રસાનન્દમાં ગરકાવ થઇ તે સુરની દિશા તરફજ દોરાઇ રહે છે. ( જુઓ "જીવન કરે રસલોલ." **રમવાને આમન્ત્રણ.** ) જળકલ્લોલ=પાણીનાં મોજાં. વનલહરે=જેમ વનમાંની પવનની લહરી પાણીનાં મોજાંને નચાવી રહે છે, તેમ તે સુર તન મન અને નયનને નચાવે છે. આમાં **ઉપમાલંકારનો** ભાવ રમણીય છે. આ ૧૧ મા તથા ૧૨ મા શ્લોકમાં ગાનરાસથી ઉપજેલા હૃદયઆહ્લાદનું ઘણું રસમય ચિત્ર છે.

૧૩. અભિનવ=નવી, તાજી, ફૂટતી. પ્રતિપળ=દરેક પળે. ઉર–અરવિન્દ=હૃદયરૂપી કમળ. બંસરી કંઠ સુધા ઝરે=વાંસળીવડે કંઠનું ગાનામૃત રેલે, વહેવડાવે. બાલગોવિન્દ=બાલકૃષ્ણ. અન્વયઃ–જ્યાં બાલગોવિંદ બંસરી કંઠસુધા

ઝરે, ત્યાં ( સાંભળનારાંનાં ) ઉર–અરવિન્દ પ્રતિપળ અભિનવ પાંદડીમાં (રૂપે) ખીલે છે. કમળ, પાણીનો પુષ્કળ પ્રવાહ મળતાં, વિકાસ પામે છે, તેમ હૃદયરૂપી કમળની ખીલાવટ માટે બંસીમાંનું ગાન અમૃત જેવું પ્રવાહી બની તેને નવાં ઉલ્લાસરૂપી પલ્લવોથી ખીલાવે છે. આ **રૂપકાલંકાર** યુક્ત અને રસિક છે.

૧૪. મોહિનીમદ=બંસીનાદથી ઉત્પન્ન થતો મોહમદ, મોહભરી ઉન્મત્તતા. ઝીલતી=ગ્રહણ કરી લે છે, પોતાનામાં પ્રવેશાવે છે. ધરતી ઇ૦=અતુલ અને અગણિત રૂપો ધારણ કરે છે; અતુલ અને અગણિત રૂપે દશ્યમાન થાય છે. કુંજઅનિલ=વૃક્ષમંડપમાંથી નીકળતો પવન. સુરસંગે=બંસીના સ્વરની સાથે. સરિતાજળલહરીપર તરે=નદીના પાણીની ન્હાની ન્હાની હીલચાલો ઉપર થઇને ચાલ્યો જાય છે.

૧૫. વનતરૂવૃન્દઘટામાં-ઉપર જણાવેલો 'કુંજઅનિલ' વનવૃક્ષના સુમૂહથી થતી ઘટામાં વાંસળીના સુરની સાથે ક્રીડા કરે છે. રમે નો કર્તા 'અનિલ' છે. ઘન ઇ૦–આમાં 'માળ' ના બે અર્થ સંભવે છે. ( ૧ ) ગિરિવરમાલા–પર્વતોની હાર, લાઇન. ( mountain range ); ( ૨ ) માળ એટલે ઉંચો ભાગ, જેમકે મકાનનો બીજો માળ, પાંચમો માળ; ગિરિવરમાળે=પર્વતોના ઉચ્ચ પ્રદેશે. બંને અર્થ અહિં અનુકૂળ છે. ઘન=ધીચોધીચ આવી રહેલા. કિરણાવલી=કિરણોની હાર. ઉછળે ઇ૦=( ૧ ) કિરણાવલી અસંખ્યરૂપે હૃદયગાનનો આનન્દ સ્ફુરાવતી હતી (ઉછળે=ઉછાળે); ( ૨ ) ૧૪ મા તથા ૧૫ મા શ્લોકમાં વર્ણવ્યા પ્રમાણે "કુદરત અનુપમ રૂપ ધરતી" જોઇને ઉરરવરંગ અનન્તરૂપે ઉછળી રહેતો હતો.

૧૬. આ દોહરો આખો શબ્દેશબ્દ પ્હેલાંના એક **"જળ ભરવાને ચાલોરે"** એ કાવ્યમાં સાખી રૂપે આવી ગયો છે.

૧૭. આટલે સુધી ઉપરના શ્લોકોમાં વૃન્દાવનમાં ગોપગોપિકાઓની સમક્ષ થતા બંસીનાદનું રમ્ય વર્ણન કરી હવે તે વર્ણનના વાચ્યાર્થની પાછળ અંતર્હિત રહેલા વ્યંગ્યાર્થનું સૂચન કરવામાં આવ્યું છે. મનસદને=મનરૂપી ઘર આગળ. રસવેલી=રસવૃત્તિરૂપી વેલ. પ્રીતિપરિમલ=સ્નેહરૂપી સુગન્ધ. લચતી=ફેલાવતી. આ શબ્દ લેખકને અનેક વખતે અનેક માની લીધેલા અર્થમાં વાપરવો ગમે છે. આત્મકુસુમ=આત્મારૂપી ફુલડાં. શાન્તિશીળાં=શાન્તિની શિતળતાવાળાં. સુરઝરણ=ગાનપ્રવાહ.

પ્રભુતા=પ્રભુનું સર્વવ્યાપી સ્વરૂપ. પાવનતા=વિશુદ્ધ કરનારી શક્તિ. જ્યાં સ્હેલ=જ્યાં સર્વ સ્થળે રહેલાઇથી જોવામાં આવે છે. ઉજાળે=પ્રકાશિત કરે. મંગલ મન્ત્ર=કલ્યાણકારક શબ્દ.

૧૯. મનધનગુહા=મનરૂપી ગાઢ ગુફા. ઉંડાણે=ઉંડા ભાગમાં. વહન્તો =પ્હોંચતો. અમિ નિગળતાં=અમૃત ઝરાવતાં. ભક્તિભીજ્યાં=ભક્તિમાં મગ્ન થયેલાં. મનુહૃદયકલ્યાણકુંજે=મનુષ્ય હૃદયના કલ્યાણકારક અંતર ભાગમાં. પ્રભુમુરલીમાં=પ્રભુના સંદેશનું ગાન કરતા આ વિશ્વમાં. જગત સાથે ખેલી તેને ખેલાવવા પુરતા સદાય બાલક રહેલા શ્રીકૃષ્ણ પ્રભુ ગોપગોપિકારૂપી 'ભક્તિભીંજ્યાં' ભક્તજનોને 'મનધનગુહા' રૂપી વ્રન્દાવનની 'હૃદય કલ્યાણકુંજે' વિશ્વરૂપી બંસીમાંથી ધર્મનો નાદ સદા સર્વદા વગાડી રહે છે, એ વ્રન્દાવન, બંસી, ગોપગોપિકા, કુંજગલી ઇત્યાદિનો તાત્પર્યાર્થ છે.

**પ્રકાશ માટે પ્રાર્થના.** પૃષ્ઠ ૩૦.

અજ્ઞાન, દુ:ખ, નિરાશા, ભય ઇ૦ આવરણોથી ઢંકાઇ ગયેલાં મન, બુદ્ધિ, હૃદય, સમજશક્તિને તે આવરણોના પડદામાંથી બ્હાર નીકળવાને જે માર્ગદર્શક, શોધસહાયક, ઉત્સાહજનક પ્રેરણાતત્વની મનુષ્યને જીવનમાં અનેકવાર જરૂર પડે છે, તે તત્વને 'તેજ,' 'પ્રકાશ,' શબ્દથી સંબોધી આ કાવ્યમાં તેની સહાયની-પ્રાપ્તિ અર્થે પ્રાર્થના કરવામાં આવી છે.

૧. તેજ=પ્રેરણાતત્વ. May God be my Light; Light and Love; ઇત્યાદિમાં ઇંગ્રેજીમાં વપરાતા Light શબ્દને મળતો આનો ઉપયોગ થયેલો છે. લલિત પગલિ લાવો=સુન્દર પગલાંથી પધારો. પ્રણયરાજ=સ્નેહ. સુહાવો=શોભાવો, દીપાવો.

૨. જીવનઘેરી=જીંદગીને ઘેરી રહેતી. રાત=જીંદગીને ઝાંખી કરી દેતી સ્થિતિ. ગગનઘન=આકાશમાંનાં વાદળ. નિવારો=દૂર કરો. સુરપ્રભાત=દિવ્ય પ્રકાશનો સમય.

૩. સાયર=સાગર, સમુદ્ર. સાયર ઇ૦–હે સર્વોત્તમ તેજતત્વ! તમે સાગર જેવા અનન્ત છો. વહાવો=દોરો, માર્ગદર્શક થાઓ. કિચ્ચડકણ=દુષ્ટ-તામાં ખરડાયેલો ક્ષુદ્ર જીવ.

૪. મનગુહા=મનનો અંતર્ભાગ. તમઘટા=અંધકારનો ઘેરાવો. વિદારો=

નાશ કરો. પુણ્યસુધા ઝરણ !=હે કલ્યાણકારી અમૃતના પ્રવાહ ! દીન=અ-નાથ, ગરીબ.

૫. વિષયવિષની=દુષ્ટ વિકારોરૂપી ઝેરની. છાયી=પથરાઇ જઇને. દહતી=બળતી. ભાવાર્થઃ-દુર્વિકારોની અગ્નિ ચોતરફ પ્રસરી જઇ જીવનમાં હમેશાં બળતી રહે છે; તેને શાન્તિજળથી છાંટી નાંખવા આ રંક મનુષ્યના હૃદ-યમાં હે તેજ પિતા ! તમે પધારો.

૬. જીવન ઇ૦=અમારૂં જીવન બળ અને આશા વિનાનું છે. વિલીન=માં ડુબેલું. બાલકકર=બાલ મનુષ્યનો હાથ.

૭. તમ ઇ૦=સંકટોના તાપથી તપી અને સુકાઇ ગયેલા જીવનમાં શીતલતા લાવવા હે પ્રકાશદેવ ! તમે મેઘરૂપ થઇ આવો. આત્મફુલ ફુલાવો=આત્મારૂપી ફુલને ખીલાવો.

૮. તિમિરપંક=અંધકારરૂપી કાદવ.

૯. સમીપ=પાસે. ભ્રાન્તિ-પાસે હોવા છતાં પણ તમને હું દેખી શકતો નથી એ ભ્રમણા. વિષમ=મુશ્કેલ. પ્રણયદીપ=સ્નેહરૂપી દીપક !

૧૦. પરમ ઇ૦=એક સ્નેહકિરણ પ્રસારી હે પ્રભુ ! તમે અમારા જીવનમાં પ્રકાશ પ્રકટાવો.

૧૧. જીવનમાં ઝુલાવો=જીંદગીમાં અમે સુખાનન્દનાં ઝોલાં ખાઇએ તેમ કરો.

## હિન્દદેવીનું પૂજન. પૃષ્ઠ. ૩૧.

હિન્દ દેશને મન્દિરમાંની એક દેવી તરીકે ગણી તેની પૂજા કરવા જતી કેટલીક સન્નારીઓ તરફથી આ ગીત ગાવાનું હોય એવી રચના રખાઇ છે. આ દેવીની પૂજામાં પ્રેમ, ભક્તિ, પ્રસાદી, દાન ઇત્યાદી સામ-ગ્રીમાં સ્વદેશહિતની ભાવનાઓનો જ ઉત્સાહક ઉપદેશ આપવામાં આવ્યો છે. ગુર્જર સન્નારીઓ પોતાના જીવનપ્રવાહમાં આવી ભાવનાઓવાળાં ગાનવ્હેણો વહેરાવતી થશે ત્યારે નિઃસંશય દેશોન્નતિ હસ્તકંકણવત્ થતાં વાર લાગશે નહિ.

૧. જનનિભૂમી=માતૃભૂમિ. સ્વર્ગથીય મોંઘી=સ્વર્ગના સુખ કરતાં પણ વધારે ઇચ્છવા લાયક; સરખાવો जननिर्जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी । અર્પી=અર્પણ કરીને. ધન્ય=ભાગ્યશાળી.

૨. ગાજી=ગર્જના કરી રહી છે. મંગલા=ઉદય સમયની મંગલ સૂચક આરતી; સ્વાગતગાન. માજીમન્દિરે=માજીના હિન્દદેવીના પવિત્ર ધામમાં. જ્યોત=આરતીના દીવાની આશકા. ભાવાર્થઃ-હિન્દદેવીના આપણા પવિત્ર ધામમાં તેના ઉદયસમયની સ્વાગત કરતી મંગલમય આરતીની ગર્જના થઇ રહી છે, તે વખતે તે આરતીના દીવાના પ્રકાશની મધુર પ્રસાદી ચાલો આપણે સર્વે લેવા એકત્ર થઇ જઇએ.

૩. સત્ય ઇ૦=હિન્દદેવીના પૂજનમાં જે પત્ર પુષ્પ ધૂપ ઇત્યાદી સામગ્રી જોઇએ તે આપણે સત્ય, પ્રેમ ઇ૦ ઉચ્ચ સદ્‌ગુણોની જ ઉપયોગમાં લેવાની છે.

૪. ચાચરમાં=ચોકમાં, પ્રદેશમાં, આ હિન્દ દેશમાં. સાધુ બાલ=હિન્દ માતાના સાધુ-સત્પુરૂષોરૂપી બાલકો. વીરબાલા=વીરપુરૂષોની સન્નારીઓ, અથવા વીરતા દર્શાવનારી સ્ત્રીઓ. રમે=આનન્દભર જીવન ગાળતાં મળી આવે છે. માની=માતાજીની. પ્રસાદી=હિન્દ દેશમાં એવાં સાધુ પુરૂષો તથા વીરાંગનાઓ વસે છે એજ એ દેવીની કૃપા. વસો હૈયે=આપણા હૃદયમાં નિરંતર ઉપકારની લાગણીથી સ્મરણમાં રહો.

૫. ભક્તિનો સુવાસ=દૃઢ ભક્તિથી ઉત્પન્ન થતી શુભ વાસના. ત્યાગની મીઠાશ=સ્વદેશને ખાતર પોતાની મનાતી કાંઈ પણ વસ્તુનો ત્યાગ કરવામાં-અન્ય દેશજનોના લાભાર્થે અર્પણ કરવામાં-અનુભવાતી દિવ્ય મીઠાશ. શીળાં આત્મદાન=ખરી અણીના આવશ્યક પ્રસંગે પોતાના આત્માનાં-જીવનનાં-પણ, ધાંધળ, તોફાન, કે કીર્તિના આડમ્બરથી નહીં પણ શાંત રીતે, કર્તવ્યની બુદ્ધિથી જ કરેલાં સ્વાર્પણ. ગૃહીએ=ધરીએ. ભાવાર્થઃ-હિન્દ દેવીની આગળ ધરાવવાની થાળમાં આપણે સ્વદેશભક્તિ, સ્વાર્થત્યાગ, પ્રાણદાનના અમૂલ્ય ભોગો ધરાવીએ.

૬. અરૂણરંગ=પ્રભાતનો, ઉદયનો, રંગ. માજી મુગટ=માતાજીના મુગટમાં. સ્હોયાં=શોભી, દીપી, રહ્યાં છે.

૭. ઘંટારવ ઇ૦=ઘંટ, શંખ ઇત્યાદીના જેવાં દેશોદયનાં વાદ્યો હવે સર્વ દિશાએ વાગી રહ્યાં છે, તેવે પ્રસંગે જાગ્રતિનો-કર્તવ્ય તત્પરતાનો-ઘોષનાદ સર્વત્ર પ્રસરાવી દઇએ.

૮. વ્હાલઘેલાં=સ્વદેશ પ્રેમથી મસ્ત બનેલાં. સેવન=સ્વદેશસેવા. વહીએ=ગાળીએ.

સ્મરણ. પૃષ્ઠ ૩૨.

રા. રામમોહનરાયનાં પત્ની અ. સૌ. પ્યારૂબ્હેન સને ૧૯૧૦ માં દેવલોકવાસી થયાં, તે પછી તેમના આત્માને પોતાના જીવનની ત્રુટિત દશા નિવેદન કરતું આ કાવ્ય 'આશા' નામની તેમની નવલકથામાં નિવાપાંજલી તરીકે પ્રસિદ્ધ થયું હતું. રા. રામમોહનરાય, જેઓ યુવાન વયમાં પત્નીવિહીન થયા પછી તેજ પ્રભુપ્રણીત સ્થિતિ સ્વેચ્છાથી સ્વીકારી રહ્યા છે, તેમનું, પત્નીના અવસાન પછીનું, કૌટુમ્બિક જીવન ઘણીક રીતે દુઃખદ, શોકગ્રસ્ત, થઈ પડ્યું છે. તેમનાં અંગત કુટુમ્બીઓમાં તેમને બીજા બે બન્ધુઓ તથા એક બ્હેન હતાં, તથા એક પુત્રી અને બે પુત્રો એમ ત્રણ સંતાનો હતાં. હાલ તેમનાં આ ત્રણે ભાંડુઓ, તેમનાં પત્ની, તેમજ પુત્રી તથા પુત્ર એ બે મ્હોટાં સંતાનો-એ સર્વ અલ્પ અલ્પ અંતરે કાળવશ થયાં છે. આવા હૃદયવિદારક સંયોગોમાં, વિષાદાચ્છાદિત અવસ્થામાં, નીકળેલા આત્માના હૃદયદ્રાવક ઉદ્દ્ગાર આ કાવ્યમાં ઘણા કરૂણરસથી ભરપૂર છે.

૧. જગપિંજરમાં=જગતરૂપી પાંજરામાં-આવરણમાં. વિધિપ્રેરિત=પ્રારબ્ધથી દોરાયેલો હોઇ. દિલકોમલ=દિલથી કોમલ, મૃદુ અંતઃકરણવાળું. પંખી=લેખકના આત્મારૂપી પંખી; લેખક પોતે. સ્નેહી વિહંગ સહોદરમાં ઇ૦=સ્નેહી અને સહોદર-ભાંડુઓ પણ સાથેજ છે, એ વિચારથી આ સંસારનું બન્ધન રૂપ સ્વરૂપ પણ ભુલાઇ ગયું. દિસતું ઇ૦=આ સંસારરૂપી પિંજર જે ખરૂં જોતાં ક્રૂર, નિષ્ઠુર છે તેપણ તે સમયે સ્નેહાકર્ષણથી સુમધુર લાગતું હતું. સુરવાડી=સ્વર્ગના બાગ. (સરખાવો "ખીલવી ત્હેં સુરવાડી" વૈ. સૌ. કપિલબ્હેનને.) વિલસે=આનન્દ આપે. અભિમાન ઇ૦=અમૃતના પાનથી સનાતન અક્ષય્ય અવિનાશી જીવનોની મધ્યમાં અત્યારે મળતી મધુરતાનો સુખાનુભવ સદૈવ હું કરીશ. ભ્રાન્તિ=ભ્રમણા. બાલક=એ પંખીરૂપી બાલક, લેખકનો બાલક, બીનઅનુભવી, આત્મા.

૨. પ્રિય!-પોતાની પત્નીને ઉદ્દેશીને આ શબ્દ વપરાયેલો છે. સંચિત=અનેક કર્મોનો સંગ્રહ.

હિંદુ ધર્મના તત્વજ્ઞાન પ્રમાણે મનુષ્ય જે કાંઇ કર્મો કરે છે તેનાં ત્રણ સ્વરૂપો બંધાતાં માનવામાં આવ્યાં છે. જે કર્મો પ્રસ્તુત ક્રિયાની સ્થિતિમાં હોય, હાલ કરવામાં આવે જતાં હોય, તે **ક્રિયમાણ** કહેવાય છે. આ ક્રિયમાણ કર્મો ફળ આપવાની સ્થિતિમાં હોતાં નથી. આ કર્મો ક્રિયાની

સ્થિતિમાંથી આગળ વધતાં તેમનો સંગ્રહ, સંચય, થાય છે, ત્યારે તે **સંચિત** કર્મો કહેવાય છે. આ સ્થિતિમાં રહેતાં કર્મો જીવનના અનેક સંજોગો તથા આસપાસની વસ્તુસ્થિતિની અસર તળે રહી વિપાકની સ્થિતિમાં આવવા માટે વૃદ્ધિ પામતાં જાય છે. આમ વૃદ્ધિ પામતાં જ્યારે તેમનો વિપાક પૂરો થાય છે, તે પરિપક્વ દશામાં આવે છે, ત્યારે તે **પ્રારબ્ધ કર્મો** કહેવાય છે; ત્યારપછીથી તે પોતાનાં ફળો આપવાનો પ્રારંભ, શરૂઆત, કરે છે, અને મનુષ્યઆત્મા જેજે ભોગવે છે તે આ ફળોજ છે. વનસ્પતિઓમાં જેમ કેટલીક વવાયા પછી તાત્કાલિક, કેટલીક થોડાક સમય પછી, અને કેટલીક ઘણે લાંબે કાળે, વૃદ્ધિ અને વિપાક પામે છે, તેમ આત્માનાં કેટલાંક કર્મો ક્રિયમાણમાંથી સંચિતની અને સંચિતમાંથી પ્રારબ્ધની–ફળ આપવાની–દશામાં તાત્કાલિક તેજ, ક્રિયમાણવાળાજ, જન્મ દરમીયાન, અને કેટલાંક તે પછીના કે વખતે અનેક જન્મોને અન્તરે, આવે છે, અને શરીર નાશવંત હોવા છતાં આત્મા અસ્ખલિત રીતે અમર હોવાથી તેણે ગમે તે પૂર્વે જન્મ વખતે કરેલાં ક્રિયમાણ કર્મો ક્રમે ક્રમે સંચિત થતાં થતાં પછીના કોઇ પણ દેહ-જીવન વખતે ફળે છે, અને આત્માને તે તે વખતે ભોગવવાનાં આવે છે.

જન્મ કંઇકતું ઇ૦=આપણા બન્નેના કેટલાએક પૂર્વજન્મોનાં કંઇક કર્મો સંચિત થઇ આ જન્મમાં ફળદશાને પાત્ર થયાં હશે તેને પરિણામે આપણાં બન્નેનાં જીવનો લગ્નનિમિત્તે એકત્રિત થયાં, એકરૂપ બન્યાં. અંતરનું=અંતઃકરણોનું. કુલરત્ન=કુલને દીપાવનાર સંતાનો. સુશીલ=સારા ચારિત્ર્યવાળાં. નન્દન=આનન્દદાયક. વહ્યું. ઇ૦=આપણા જીવનસંગમનો પ્રવાહ આનન્દમાં સુખરૂપ, આગળ વહે ગયો. ઉષા=પ્રભાત, આપણા એકત્રિત જીવનના આરંભનો આહ્લાદક સમય. રસયૌવનની=રસિકતાથી ભરપૂર યુવાવસ્થાની. રંગભરી=ઉલ્લાસવાળી. ઉષા ઇ૦=રસિક યૌવનનો આરંભકાળ ઉલ્લાસભેર વિકાસ પામવા લાગ્યો. રજનીદિન=રાત્રી અને દિવસ. આત્મમૃદુ=આપણાં સંતાનો, કોમળ આત્માઓ. વિકસ્યા=ખીલવા લાગ્યા. તુજ ઇ૦=જ્યાં ત્હારો સંતાનો પ્રત્યેનો પ્રેમ ઝરતો હતો ત્યાં.

૩૦ પિંજરવાસ=સંસારબન્ધનમાંનું જીવન. અન્વયઃ—(આ) પિંજરવાસ સુજને પ્રિય બન્યો. ભગિની=બ્હેન. રમી=વાસ કરી રહેલી. દ્વયબન્ધુ=બે ભાઇઓ. પ્રેમલ=સ્નેહાળ. સરતાં=જીવન ગાળતાં હતાં. સૌખ્ય સરોવરમાં=સુખના સરોવરમાં. ભગિની...... સરોવરમાં=હૃદયમાં રમી રહેતી ઉલ્લાસ

વાળી બ્હેન, પરાક્રમી અને પ્રેમાળ બન્ને બન્ધુઓ (અને હું—એ સર્વે અમે) કુટુમ્બમાં એકઠાં મળી સુખ અને આનન્દના મીઠા આસ્વાદ લેતાં જીવન ગાળતાં હતાં. જગદંબ=જગત્+અંબા=વિશ્વપોષક શક્તિ દેવી. મૂર્તિશી=સાક્ષાત્ મૂર્તિ હોય તેવી. માતુ=જનની. ( લેખકનાં માતુઃશ્રી સૌ. જામબા બ્હેન.) જગવંદ્ય=જગત્ જેને વંદવા, નમન કરવા, યોગ્ય માને તેવા. પિતા-સમ માતુલ=પિતાજેવા મામા; રા. રામમોહનરાયનું બાલ્ય તેમજ ઉછરતું જીવન તેમના મોસાળમાં તેમના મામા, તેમનાં માતુશ્રીના કાકાના દિકરા, રા. રા. વજુભાઈ હિમતભાઇ, ની પાસે રહી વિકાસ પામ્યું હતું. કાકી—રા. રામમોહનરાયનાં માતુશ્રીનાં કાકી અને રા. વજુભાઇનાં માતુશ્રી ગં. સ્વ. રતનબા. તેમનો અભ્યાસ આગળ વધતાં તે મામા પાસેથી નીકળી અમદાવાદમાં તે મામાના પિતા અને પોતાની માતાના કાકા પાસે રહેવા લાગ્યા હતા; અને ત્યાં તેમનાં ઉપર સૂચિત કાકીના ઘણા પ્રીતિપાત્ર થઇ પડયા હતા.

૪. સ્વપ્ન ઇ૦=સ્વપ્નનો અનુભવ ખરો પડે, નિરંતર ટકે, એવું આ જગત્માં જોવામાં કે સાંભળવામાં આવતું નથી; મ્હારા જીવનના “સૌખ્ય સરોવર” નું “અમિપાન અહિંજ સદૈવ કરૂં” એવી જે સ્વપ્નમય ભ્રાન્તિ મને હતી તે અંતે અસત્ય, શાશ્વતજ નીવડી. પ્રભાત=સુખદ, આનન્દદ, મનોહર સમય. બપોર=તાપથી, સંતાપથી બાળતો સમય. ઉડયું રમ્ય ઇ૦=“વહુ નંદન જીવનવ્હેણુ, ઉષા રસયૌવનની ખીલી રંગભરી” એ શીળા અનુભવનો અંત આવ્યો, અને સંતાપ—પરિતાપનો આરંભ થયો. ઉરમાલીની બ્હેનડી =હૃદય સાથે માલાની પેઠે ગુંથાયેલી બ્હેન અ. સૌ. કપિલ બ્હેન જેમના સમર્પણમાં લેખકે લખેલું કાવ્ય આ સંગ્રહમાં પ્રસિદ્ધ થયું છે તે. ઉજ્જવલ=ઉચ્ચ ગુણોથી પ્રકાશિત. બેલડી બન્ધુની=બે ભાઇઓની જોડ. તેમના એક ભાઇ રા. નીલકંઠરાય ( છગુભાઇ ) જે સર્વ ભાંડુઓમાં વડીલ હતા, તે સને ૧૯૦૬ માં સ્વર્ગસ્થ થયા હતા; બીજા ભાઇ વિન્દુભાઇ સને ૧૯૦૪ માં સ્વર્ગસ્થ થયા, તેમનાં ત્રણ કાવ્યો આ સંગ્રહમાં અંત ભાગમાં મુક-વામાં આવ્યાં છે. સર્વ કયહાં?=આ સંસાર છોડી અકલિત ધામમાં ચાલ્યાં ગયાં છે. દીન બાલ=લાચાર બાલક રૂપ લેખક પોતે. ગુરૂજન=માતુશ્રી, મામા, કાકી, વડીલ બન્ધુ ઇત્યાદી ઉપર કહેલાં વડીલજનો. તપજીવન=કોઇ તપસ્વીને યોગ્ય જીવન. પાવન=પવિત્ર.

૫. તદપિ=આટલા કુટુમ્બીજનોના વિયોગદુઃખ છતાં. બન્ધનવિષ=જગપિંજરમાંના બન્ધનમાં રહેલી કડવાશ. મૃગવારિતટો=ઝાંઝવાના જળના કિનારા; અસત્ય, નાશવંત, અસ્તિત્વવાળાં પાત્રો. ચિત્ત ચુમે=હૃદય આકર્ષે છે. તુજ–પત્નીને ઉદ્દેશી કહેતાં. તુજ પ્રેમ પ્રફુલ્લિત કુંજ વસ્યું=ત્હારા સ્નેહથી પ્રફુલ્લ બનેલા કુંજમાં મ્હારૂં ચિત્ત નિવાસ કરી રહ્યું હતું. શિશુફુલ=બાળકરૂપી પુષ્પ. શું=ની તરફ. ઉર ઝુમે=હૃદય નમી રહ્યું હતું. ઘનગર્જન ઇ૦=જેમ વાદળાંની ઘોર ગર્જના અંતઃકરણને ચીરી રહે અને એકાએક વિજળીનો ચમકારો ઝબુકી ક્ષણવારમાં વસ્તુ સ્થિતિને પલટાવી દે તેમ ખુટી કર્મ વિભૂતિ ઇ૦. ખુટી કર્મ વિભૂતિ=પૂર્વ કર્મોનું સુખદ સામર્થ્ય ખુટી ગયું; આટલો ત્હારો અને સંતાનોનો સંયોગ પણ આટલેથીજ ત્રુટી ગયો. પ્રિન=પ્રિય પત્ની.

૬. સ્મરૂં=સંભારૂં. પરિમલ=સુગન્ધ; મીઠી અસર. વીર=હોંશિયાર. બાલકુમાર=ન્હાની વયનો ( રા. રામમોહનરાયનો પ્રથમ ) પુત્ર. આ પુત્ર જેનું નામ ગિરીશભાઇ હતું તે એકાએક થોડાક દિવસની ઝેરી તાવની બીમારીથી સને ૧૯૧૨ માં સદ્‌ગત થયો હતો. સુપુત્રી સુહાવન અંતર=હૃદયને શોભાવતી, આનન્દ અને અભિમાન ઉત્પન્ન કરાવતી સુશીલ પુત્રી. રા. રામમોહનરાયના જ્યેષ્ટ પુત્રના મરણ પછી માત્ર ત્રણેક માસને અંતરે તેમની સર્વ સંતાનોમાં મ્હોટી આ પુત્રી સૌ. બ્હેન કાન્તા ૧૮ વર્ષની વયે એક ઘણાજ ત્રાસદાયક અકસ્માતથી દેવલોક પામી હતી. સૌ તુજ પંથ સરે=સર્વે ત્હારે ગયેલે માર્ગે–પ્રભુ ધામે–ગયાં. કટુ=કડવી. હેલી=ભારે વૃષ્ટિ. વજ્રની હેલી=ઉપરા ઉપરી પડતા સખ્ત ઘા. પિંજરમોહ="દિસતું ક્રુર પિંજર સુમધુરૂં, સુરવાડીસમું હૃદયે વિલસે " અને "પ્રિય પિંજરવાસ બન્યો મુજને" એ પૂર્વાવસ્થાનો મોહ. નિર્મળ=માયિક નહિ પણ સાત્વિક. પ્રભુજીસ્મરણી=ઇશ્વરસ્મરણ કરાવતી. અવ=હવે. આત્મતૃષા=આત્માની ઐકય વાંછના. પ્રિયસંગતિની=પ્રિય જનો જે ધામે ગયાં છે ત્યાં જઇ પ્હોંચી તેમની સાથેજ સહવાસ કરવાની. મનુષ્યઆત્માની ઘટના પ્રમાણે આવે પ્રસંગે ઉત્પન્ન થતી સંસાર અને જીવનના વિરાગની આ વૃત્તિ સ્વાભાવિકજ છે.

૭. પ્રીતિગ્રન્થિ ઇ૦=અત્યારે તે પ્રિયજનને ગત થયે જો કે કેટલોક સમય થઇ ગયો છે, છતાં સ્નેહની ગાંઠ શું તેથી ઢીલી પડે એમ છે ? પરમાત્મ સુહાવતી=પરમાત્માની સર્વવ્યાપી પ્રેમલતાને દીપાવતી. પ્રેમપ્રભા=

સ્નેહની જ્યોત. પરમાત્મ ઇ૦=મનુષ્યોમાં રહેલી સત્ય વિશુદ્ધ સ્નેહપ્રકૃતિ, જે પરમાત્માની વિશાળ વત્સલતાનું ન્હાના અંશરૂપ સ્વરૂપ છે, તેનાં પાત્ર-જનો કદાચ આ દુનિયામાં વિયોગી થાય, પરંતુ તેમની સ્નેહજ્યોતિ જ્યારે બન્ને અમરાવતીમાં-પ્રભુધામમાં એકઠા થાય ત્યારે ત્યાં પણ જ્વલંતજ રહે છે. બન્ધન=પાર્થીવ સંબંધ. ખશી ન શકું=સ્નેહ વિસારી ન શકું. પાંખ="પ્રીતિ નિર્મળ જાગી, શીળી પ્રભુજીસ્મરણી"-એ ભક્તિરૂપી પાંખ. ન ઉડાય=આ જગત છોડી પરલોક તરફનું પ્રયાણ ન કરી શકાય. બન્યુ ઇ૦=આ લોકથી પરલોકે પહોંચવાનો માર્ગ માત્ર મૃત્યુદ્વારાજ છે. આ ઉપમા ઘણી સચોટ છે. પણ કર્મની ઇ૦=જ્યાંસુધી કર્મોની અવધિ ન આવતાં આ દેહજીવન ધારણ કરતા રહેવાનું છે, ત્યાંસુધી તે કર્મોની આડખીલીથી પરલોકપ્રયાણ અશક્ય છે.

૮. પ્રીતિધામ=સ્નેહનાં પાત્રો. વિહરો=સુખ ભોગવો. ગતિ આત્મતણી ઇ૦=પોતાના આત્મા જે ઉચ્ચ ગતિએ વિરામ્યા છે તે ગતિ તરફની અન્ય જનોને તમે હમેશાં પ્રેરણા કરો છો. ઉર રંક ઇ૦=મ્હારા લાચાર હૃદયને સારો ઉચ્ચ માર્ગ દર્શાવતા રહો. ઋષિરાજ ઇ૦-રા. રામમોહન-રાયના પિતાશ્રી રા. જસવંતરાય, જે આ કાવ્ય લખાતી વખતે હયાત હતા તે ઘણાજ વિરલ રીતે શાન્ત, સ્નેહાળ અને સાત્વિક પ્રકૃતિના હતા. દિલ વત્સલ=વત્સલતા, પ્રીતિ, ભરેલા અંતઃકરણવાળા. અવશેષ=બાકીનું, હવે પછી અપૂર્ણ રહેલું (જીવન). જન્મભૂમિપદમાં=માતૃભૂમિના ચરણમાં, સેવામાં.

સંસારના માયિક બન્ધનથી છુટા પડયા પછી, પ્રાર્થીવ પ્રવૃત્તિઓથી વિરાગ પામી, સદ્‌ગત પ્રિયજનોના દિવ્ય સમાગમમાં ફરીથી આવતાં સુધી સંસારની સાંકડી મર્યાદાનો પડદો ખસી જતાં તેને વિશાળ દૃષ્ટિએ નિહાળી દેશસેવામાં, જનકલ્યાણમાં, જીવન ગાળવાનો આ નિશ્ચય આદર્શનીય છે.

## સ્વર્ગસ્થ રા. વિન્દુભાઈ જસવંતરાયનાં કાવ્યો.

આ સંગ્રહમાંનાં હવે પછીનાં છેલ્લાં ત્રણ કાવ્યો રા. રામમોહનરાયના ન્હાના ભાઇ રા. વિન્દુભાઇનાં રચેલાં છે. આ ભાઇ પણ ન્હાની વયથીજ સુશીલ અને સંસ્કારી હતા અને તેમના જીવનનું ભાવિ ઘણું ઉચ્ચ અને આશાજનક પ્રતીત થતું હતું. પરંતુ દુર્ભાગ્યે તેઓ સને ૧૯૦૪ માં ફક્ત ૨૫ વર્ષની ખરેખરી ખીલતી વયે પોતાના વડીલોના વતન હાલોલ ગામમાં

મરકીરૂપી ક્રૂર યમકિંકરના હાથે વિદેહ થયા હતા. તેમની અલ્પ વયમાં પણ રચેલાં કેટલાંક પદ્યોમાંનાં આ ત્રણને રા. રામમોહનરાયે આ સંગ્રહમાં સ્થાન આપ્યું છે.

સુન્દરીસુબોધ. પૃષ્ટ ૩૫.

સ્ત્રીઓને ગૃહ, કુટુમ્બ, પ્રભુભક્તિ તથા સ્વદેશપ્રીતિના સામાન્ય પણ મીઠા સુબોધ આપતી આ કવિતા રસિક છે. આ ગીત લોકપ્રિય થઇ લગ્ન ગીત તરીકે પણ ઘણે સ્થળે ગવાતું સાંભળ્યું છે.

૧. સ્નેહ રંગ મ્હાલજે=સ્નેહના આનન્દમાં સુખથી હરજે ફરજે. અનુપમ=અતિશય. ધીરી=ધીરજવાળી.

૨. પન્થ=માર્ગ. પ્રમાણી=પ્રમાણુરૂપ ગણી ને. યુગ્મ=જોડું. રાખજે=આનન્દથી રહેજે.

૩. કંટક=કાંટા. મુશીબતો. તરીને તારજે=સંસારમાં સફળ થઇ બીજાઓને પણ તેનીજ રીતે સફળ કરજે.

૪. નિર્બળતા=મનની નબળાઈ. વિરમી=અટકીને, નિવાસ કરી રહીને, સુખદા=સુખ આપનારી.

૫. ખિન્નગાત્ર=મનમાં ખેદ લાવીને. આહ્લાદન=આનન્દ આપનારી. અંતરમાં દહે=એ વિચારથી હૃદયમાં બળબળ થયા કરે છે.

૬. આતમ ઇ૦=ત્હારો જીવ મ્હોટા મનનો રાખજે. રૂપ=સુન્દરતા.

૭. સુવ્રત=સારી વર્તણુંક. બાળક-બુદ્ધિ=સંતાનોની બુદ્ધિ. ઉદયની ઇ૦ =એ બાળકો ઉપરજ દેશના ઉદયની આશા રહેલી છે.

૮. શોકતિમિર=(૧) શોકરૂપી અંધકાર, (૨) શોક અને અજ્ઞાન. જ્વાળા...કરી શાન્ત=દુષ્ટ પ્રભાવ શમાવી દઇને. સૌખ્યદા=સુખકારક. તનમન-આત્મોદ્ધારસુધારા.=તન મન અને આત્માનો ઉદ્ધાર કરનારા સુધારા. હાથ લે=ઉપાડી લે. રક્ષજે=રક્ષણ કરજે, દુર્ગતિમાં પડતી બચાવજે.

ઉછળતા હૃદયના ઉદ્દ્ગાર. પૃષ્ઠ ૩૭.

આર્ય બાલો અને બાલિકાઓએ જીવનના અનેક વિવિધ પ્રસંગોમાંથી પસાર થતાં સ્નેહ, આનન્દ, ધૈર્ય, કવિતા, સંગાન, પ્રકાશ, જ્ઞાન ઇત્યાદિ દિવ્ય સંપત્તિઓના ઉપયોગથી દેશ અને સંસારને કેવો સુન્દર બનાવવો એ

દર્શાવનારાં, ભારતદેશના તેજસ્વી ભવિષ્ય માટે તલસતા એક યુવાન આશાવાદી હૃદયનાં, આદર્શોવાળું આ કાવ્ય રમ્ય અને ઉચ્ચગામી છે.

૧. સ્નેહભૂમી સંચરો=સ્નેહના માર્ગ તરફ વળો. નવનવિનતા=નવી નવાઇઓ. ઉરસિન્ધુ=હૃદય રૂપી સમુદ્રની. બહુરંગ વીચી=રંગબેરંગી મોજાં. ગુંજાર રવમાં=ઝીણા મધુર અવાજથી. પ્રણયભર=સ્નેહથી.

૨. પ્રવૃત્તિ દુનિયાંમાં=સંસારમાં પ્રવૃત્તિની દશામાં પણ. વસવો ચિત્તમાં =અંતઃકરણમાં નિવાસ કરાવો. પ્રવૃત્તિ......ચિત્તમાં=તમે પ્રવૃત્તિમય કે નિવૃત્તિમય ગમેતે પ્રકારનું, જીવન ગાળતા હો તેમાં, મીઠાશને અનુભવ કરાવતી સ્નેહની દિવ્ય શક્તિને ત્હમારા અંતઃકરણમાં હમેશાં સ્થાન આપજો. પ્રેમવૃષ્ટિ સુધાધારે=પ્રેમની વૃષ્ટિમાં સુધાની ધાર પડતાં, સ્નેહનું અમૃત સિંચાતાં. મનુહૃદય=મનુષ્યનું હૃદય. ઇન્દુશીલી=ચન્દ્રપ્રકાશના જેવી શીતળ. રવિપ્રભ=સૂર્યનો પ્રકાશ. ઝાંખી દીયે=ઝાંખુ તેજ આપે છે.

૩. જગતચાચર=સંસારના પ્રદેશમાં. જીવનનદ=જીંદગીના પ્રવાહો. અનર્ગળ=નિરંતર. વ્હેતા=વ્હેવડાવતા. અબ્ધિમોજાં=સમુદ્રનાં વમળો. પખાળતાં=ધોતાં. ગગનકુંજ પખાળતાં=આકાશને સ્પર્શ કરતાં. દિવ્યાત્મનાય=દિવ્ય આત્માના પણ.

૪. સમિર=પાવન. ઘનઘોર ઝુઝન્તા=ભયંકર રીતે વાતા હતા એવો ભાવાર્થ તારવવો પડે છે. ઉરકણ=હૃદયનો અલ્પ ભાગ પણ. લેશ=લગારપણ. ધ્રૂજાવતા=ગભરાટમાં મૂકતા. સ્વાનન્દનન્દન-નિરર્થક પુનરૂક્તિથી અર્થ ઝાંખો પડે છે. ભાવાર્થ-પોતાના આનન્દ પ્રકટ કરતી (વાંસળી); 'સ્વાનન્દસૂચક' વધારે ઠીક લાગત. ત્યાં=તેવે પ્રસંગે. મધુ રેલતી=મીઠાશ પ્રસારતી. લલિતા નચાવી=મનોહર રીતે તન્મનાટ ઉત્પન્ન કરી.

૫. સરોદે=અવાજે. લહર=ચૈતન્યમય અસર. વેણે=વાંસળી વડે. મન્દા=મન્દ પડી ગયેલી. કવિતાસુવાસિતનિર્ઝરો=કવિતાના સુગન્ધે ભરેલા ઝરાઓ.

૬. ફળભર=ફળદ્રુપ. સરે=વહે. વીણાવતી=જીવનમાં મધુરતા પ્રસારતી.

૭. સતત=હમેશાં. આત્મને=આત્માને. ઉદધિતરંગોમાં રસો=વિશાળવ્યાપી રસપ્રવાહમાં નિમગ્ન કરો. કાન્તિભરી=સુન્દરતાથી પૂર્ણ. કાવ્યકુંજે=ઉચ્ચ ભાવનાઓ સ્થાપિત કરીને. રસમગ્ન કરો=તલ્લીન કરી નાંખો.

મંગલાષ્ટક. પૃષ્ઠ ૩૮.

આ મંગલાષ્ટક રા. વિન્દુભાઇએ પ્રથમ એક સ્નેહીના લગ્નપ્રસંગ માટે રચ્યું હતું, તે પછી તેમાં તેમના બન્ધુ રા. રામમોહનરાયે કેટલાક સુધારાવધારા કરી હાલના સ્વરૂપે પ્રકટ કર્યું છે.

૧. લક્ષ્ય અલક્ષ્ય=કળી શકાય તેમજ ન કળી શકાય તેવા. જ્ઞાતા=જ્ઞાનવાન. શાં=કેવાં. વરવધુ=વર અને વહુને.

૨. વ્યોમ=આકાશ. શશિતારક=ચન્દ્ર અને તારા. જ્યોતિ=પ્રકાશ. સૂર્યમંડળ=સૂર્ય તથા તેની આસપાસના ગ્રહોનું મંડળ. અદ્વૈત=એકતાનું, આખી સૃષ્ટિ ભિન્ન ભિન્ન સ્વરૂપે દેખાવા છતાં તત્વરૂપે એકજ છે એવા જ્ઞાનનું. યુગ્મ=જોડું.

૩. સુતન્વી=સુશોભિત શરીરવાળી. સુશીલા=સારા ચારિત્ર્યવાળી. ભૂષણ=અલંકાર. ગૃહધર્મસેવન=ઘરનાં કર્તવ્યોનું પાલન. દેવલ=દિવ્ય. સૌભાગ્યે=અખંડિત જીવન ગાળતાં. પ્રિયપાન કરજો=પરસ્પર પ્રિયજનના સ્નેહનો સ્વાદ લેજો.

૪. શીળા=શીતળ અને શાન્ત. બાલાઉષા=બાલારૂપી ઉષા-બાલાનું ઉછરતું જીવન. સંચારતી=પ્રવેશાવતી. અવર્ણ્ય=વર્ણન ન કરી શકાય તેવા. હિન્દોલતાં=ઝોલાં ખાતાં. મંજુલ=સુન્દર રીતે. એકાકાર=એકરૂપ.

૫. પળ કંઇ=કેટલીક ઘડીઓ, સમયો. દુઃખાવલી=એક પછી એક દુઃખની હાર. ઘોર=ભયંકર રીતે. ગગને છ૦=જીવન રૂપી આકાશને ઢાંકી દેતી દુઃખરૂપી વાદળી ચોતરફ ફેલાઈ જાય. પ્રેરી=મોકલીને. પ્રિયજનો=સ્નેહી સંબંધીઓ.

૬. વિહારતાં=આનન્દમાં ફરતાં. સંપત્તિસબળાં=સમૃદ્ધિથી બળવાન બનીને. વાધે=વધે. વાટિકા=વાડી. પરિમલો=સુગન્ધ, મધુર અસર. સુમંગલ=શુભ કલ્યાણ.

૭. વૈદેહી=સીતાજી. નન્દન=આનન્દકારક. દેવાંગના=દેવોની સ્ત્રીઓ. અંબર=વસ્ત્ર. સૌમ્ય=શાન્ત રીતે સુન્દર. પ્રભુજીવનની=પ્રભુપરાયણ જીવનની. ઝીલીને=પોતે અનુભવથી ગૃહણ કરીને.

૮. સિદ્ધિ=કાર્યો સિદ્ધ કરવાની શક્તિ. સ્નેહસુગન્ધશીતલ=સ્નેહની સુગન્ધથી શીતળ. અમીમીઠું=અમૃત જેવું મધુર. યાચીએ=પ્રાર્થના કરી માગીએ. ભૂતલ=પૃથ્વી ઉપર. પ્રીતીમાલા=સ્નેહની સુગન્ધમય ગુંથણી.

# અશુદ્ધશોધન.

| પાનું. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| અન્દરનું મુખ પૃષ્ઠ. | | ૧૩ મા વર્ષની ભેટ. | ૧૪ મા વર્ષની ભેટ. |
| ૧૩ (નિરીક્ષણ) | ૮ | સને ૧૯૯૪–૯૫ | સને ૧૮૯૪–૯૫ |
| ૧૦ | ૧ | વૈકુંઠવાસી સ્વ. મહાલક્ષ્મીને. | વૈકુંઠવાસી ગં. સ્વ. મહાલક્ષ્મીને. |
| ૧૬ | ૧૭ | પીતાં વેણુ વ્હીલો જીવ ઉડી છે જો; | પીતાં વેણુ વ્હીલ્યો જીવ ઉડી જાય છે જો. |
| ૨૬ | ૧૨ | व्रन्दाबनसे | व्रन्दाबनसे |
| ૨૮ | ૫ | મન્દાક્રાન્તા | શિખરિણી. |
| ૫૩ | ૩ | છળા ઉછરતી અવસ્થાના | ઉછરતી અવસ્થાના |

## સ્વર્ગસ્થ સાક્ષર ભોગીન્દ્રરાવ દિવેટિયા કૃત

### નવલકથાઓ.

| | | |
|---|---|---|
| ઉષાકાન્ત | ( નવલકથા ) | રૂ. ૧—૪-૦ |
| આસિસ્ટંટ કલેકટર | ,, | ,, ૧—૪-૦ |
| મોહિની | ,, | ,, ૧—૦-૦ |
| સોલીસિટર | ,, | ,, ૦-૧૨-૦ |
| ટૉલસ્ટૉયની વાતો | ( વાર્તાઓ ) | ,, ૦—૪-૦ |
| બાલવાડી | ( બાલકો માટે વાર્તાઓ ) | ,, ૦—૬-૦ |
| નવરંગી બાલકો | ( ,, ,, ,, ) | ,, ૦—૪-૦ |
| બાલકુમાર | ( ,, ,, ,, ) | ,, ૦—૧-૬ |

### વિવિધ ઉપયોગી વિષયોનાં પુસ્તકો.

| | |
|---|---|
| સ્ત્રીઓની સમાજસેવા ( મહાત્મા શ્રી ગાંધીજીએ લખેલી પ્રસ્તાવના સાથે ) | રૂ. ૦—૬-૦ |
| રાજમાર્ગનો મુસાફર | ,, ૦—૪-૦ |
| જીવનકલા | ,, ૦—૪-૦ |
| ટેલીફોન | ,, ૦—૧-૦ |

( દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જીદું પડશે. )

મળવાનું ઠેકાણું—

સુન્દરીસુબોધમન્દિર: અમદાવાદ.

